# દીબાચો.

આ્એ કીતાબમા ગુજરાતી ખ્યાલોનો ઘણોજ ભાગ લીધામા આવ્યોછે તથા હીંદુસ્તાંની ખ્યાલોનો ઝુજ ભાગ લીધામા આવ્યો છે તેનુ કારણ એકે આજ કાલ લોકોને ગુજરાતી ગાયન સમજવાનો ઘણોજ શોખ થઈ પડીયોછે માટે લોકોના ખાશ ફરમાંવાથી અમે અમારી કીતાબમા ગુજરાતી ખ્યાલોનો શંગ્ર ઘણોજ કીધોછે. આજ દીન શુધી કોઇપણ શાહેરે એટલો મોટો ભાગ ગુજરાતી ખ્યાલોનો છપાવ્યો નહીં હતો અમે પણ અમારો પેહેલો ભાગ આઢારશે છોંતેરમા છપાવ્યો હતો પણ તેમાબી ગુજરાતી ખ્યાલો ઝુજ હતા, માટે આ બીજો ભાગ છપાવતી વખતે ઘણાએક શોખીનોએ અમોને પોતાની ખાએશ જણાવી કે ઉર્દુ ખ્યાલો મા કંઇએક લોકોને શમજન પડતી નથી માટે જો તદન ગુજરાતી ખ્યાલો છપાવશો તો ઘણું નેક કાંમ થશે ને શરવે શોખીનોની ટક શચવાશે તોપણ અમે અમારી ખુશીથી હીંદુસ્તાંની ખ્યાલોનો ઝુજ ભાગ લીધોછે, ઉર્દુ ફારસી, ખ્યાલો બીલકુલ લીધા નથી, હવે થોડા વખતમાં અમારો તીજો ભાગ નીકલશે તે વખતે તેમાં ઉર્દુ, ફારસી, અરબી ખ્યાલો તે શાથે ઉશતાદ જરીફની ગઝલોબી છપાવવામાં આવશે.

હવે અમે ઉપર કીતાબનુ જે નાંમ આપેલુંછે કે **તુરાના દીલ પશંદ ખ્યાલો** ને ઉર્ફે **રમુજે ફુરસદ** તેનો અરથ એકે ખ્યાલ એટલે વીચાર ખ્યાલો એટલે દીલ પસંદના વીચારો, રમુજે ફુરસદ એટલે ફુરસદને વખતે ખ્યાલોને વાંચી દીલમા વીચાર કરવો, ને તે વીચાર કરી કોઈ શારો બોધ પોતાના દીલમા પ્રાપત કરવો તેથીજ લોકોને શારો બોધ પ્રાપત થાવાને લીધેજ આએ કીતાબમા માલકની તારીફો તથા શરાપા તથા નશીયતો, નીતી બોધ, હાશ રશ, કરૂણા રશ, માતાના વરણો, પઇશા વીશે નશીયતો તેમજ આશકીયો, પનીહારીયો, તેમજ સ્ત્રી ચરીંતરોના ખ્યાલ તેમજ કજોડાં, કાલી ગોરીનો ઝગડો તથા નાજની પઠાનનો કીશો તેમજ છેલ બટાઉ મોહોના રાંણીનો કીશો તેમજ કીસનલીલા, બનશીલીલા, કરંમની કાહાંનીયો તથા સર ખરશેદજી જમશેદજી બાટલીવાલાનો ખ્યાલ તેમજ સુરતની નવી આગનો ખ્યાલ તેમજ વીજલી આગબોટનો ખ્યાલ તેમજ રૂશતંમ સોગાદના કીશાનો ખ્યાલ, રૂશતંમ પેહેલવાનના મોતનો હેવાલ તેમજ દાદરપર જે ખુન થયું.તેનોબી ખ્યાલ તથા આજકાલના

ટચાક જવાનીયાના લટકાને મટકાના ખેયાલ તેમજ નાટકના ઢોંગી શોંગીની રમુજોના ખેયાલો તેમજ હોલીયો, દોવંગો, ચોવંગો, અડંગો તથા કેદબંદી તથા શનતદાર તેમજ પરભાતો તથા ઉઠવા બેશવાની શલાંમો તથા નાયકાના વરણો તેમજ કંઈ પરકારના દીલને ચાંનક આપનારા જુમલે શવાશો ખેયાલોનો સંગ્રહ કરવામાં આવેલોછે, વલી તે શાથે થોડીએક અખી, દોશા પણ નાખીયાછે બધી મલીને ખેયાલોની રંગત તથા રાગની એકવીશ જાતની લીધીછે, જેવી કે ખડી રંગત, મેરીજાનની, રંગત ઝડપી, દોડ ફડી, જુની રંગત, બીદુરની રંગત, શાંમ કલ્યાંન, બેહેરે તવીલ ત્રીકડીયા, ચોતાલી, નાટકની રંગત, શોરઠ, શરોદની રંગત, છોટી રંગત' શીકશતાંની રંગત, બેહેરે ગજલ, લંગડી રંગત, લંગડી ઝડપી રંગત, ઠુમરીની રાગની, દાદરાનો ઠેકો, તન તાલી રંગત, બધી મલીને એકવીશ રાગનીછે, તે વાંચીને જોવાથી ખાતરી થાશે.

હવે આ ખેયાલોમા બંદા કરી જે નાંમ આવેછે તે બંદા શાહેબ આ ખેયાલનો બનાવનાર દાદાભાઈ તેવંનના ઉશતાદના ઉશતાદ થાએછે, ઉશતાદે જરીફ હયાને જરીફના ઉશતાદ બંદા શાહેબ ને દાદાભાઇના ઉશતાદ જરીફ શાહેબ તેમજ મનીશંમના ઉશતાદ દાદાભાઈ. દાદાભાઇનુ તખલુશ દારાં કરીનેછે ને મનીશંમનુ તખલુશ શીકંદર કરીને આવેછે, તખલુશ એટલે ઉશતાદોએ બીજા નાંમો શાગરીતોને બકશેલા પોતાના અખાડાની નીશાનીયો વાશતે તેજ મુજબ આ ખેયાલોમા જુદા જુદા નાંમો આવેછે જેવાં કે તેગ તબર વૈશી મીર ખંજર એ બધા શાહેરોછે પણ ઉશતાદ બંદા તથા જરીફના અખાડાનાજછે માટે અમારા ખેયાલોમા દરેકના નાંમ આવેછે તે શાથે દોશોના તથા શાગરીતોના તથા લાગતા વલગતાવોની નાંમો શાહેરોને પોતાના ખેયાલોમાં નાખવાનો હકછે તે મુજબ અમે શરવેના નાંમ દાખલ કીધાંછે તે વાંચીને શોખીનોની ખાતરી થશે.

તુરાના ખેયાલોના શોખીન શજનોથી ભાઈ ફરાંમજી મેહેરવાંનજી આરીયાંને કેટલાએક શાહેબોએ ફરમાશ કરીયાથી ભાઇ ફરાંમજીએ અમોને એ કાંમ શોપ્યું તેથી અમો અમારી મોટી ખુશીથી આએ ચોપડી બાહાર પાડીછે, માટે એ પ્રશંગે ભાઈ ફરાંમજી મેહેરવાંનજી આરીયાંનો અમે મોટો આભાર માનીએ છઈએ.

**લખતંગ દાદાભાઈ બેરાંમજી તુરાવાલા**

તથા

**ઠા૦ મનીશંમ જીવણ તુરાવાલા.**

## (શોખીન શજનોને વાંચવા જોગ બીના)

# તુરા કલગીની ઊતપંતી.

કંઇએક ગરહસ્થો ગાવાના પંથ વીશે જાણીતા હોશે. ને કંઇએક ગરહસ્પો અનજાણ્યા હોશે માટે મારે આ ટકે જનાવવું જોઇએ કે ઉતર હીંદુસ્તાંન તથા મંધીય હીંદુસ્તાંન તથા દખપીણ હીંદુસ્તાંન એ તંદો હીંદુસ્તાંનમાં જુદે જુદે ઠેકાંણે વીખરાએલા ગાવાના નવજાતનાં પંથોછે, (તેવોના નાંમ) તુરાવાલા, કલગીવાલા, ડુંડાવાલા, ઝુંડાવાલા, અનઘડવાલા, ધનગડવાલા, ઝુલ્ફકારવાલા, ઇશ્કવાલા, હુશ્નવાલા, આ ઇશ્કવાલા ને હુશ્નવાલા એ બે પંથો હાલમા નવા નોકલ્યાછે. હવે અમારા વડીલો ગુરૂથી અમોએ એવુ શમજેલું છેકે આ નવ પંથોમાં શુરૂ પેહેલા બે પંથો હતા. એક તુરાવાલા ને બીજા કલગીવાલા, હવે તુરોને કલગી શી રીતે નાંમ પડીયું તેનું વરનન કહી શંભલાઉ છઉ. અશલ દક્ષીણમા મરાઠા રાજ કરતા હતા તે દક્ષીણમાં એક શમુદ્રીક નાંમ નગરી હતી તે નગરીમાં તુકારાંમ શકારાંમ નામે બે ભાઇઓ રેહેતા હતા તે જાતના દક્ષણી બ્રાંમણ હતા તેઓના માબાપ બચપનથી શવ્રગવાશી થયા હતા પણ એક તેવોનો વ્રીધ કાકો હતો તેનું નાંમ શદાશીવ કરીને હતું તે મોટો શાસ્ત્રી પંડીત હતો તે શદાશીવે આ બેઉ ભાઇઓને બચપનથી વીદીયા અભીયાશ કરાવ્યો તેથી થોડા વખતમાં આ બેઉ ભાઇઓ મોટા શાસ્ત્રી પંડીત કેહેવાતાવા લાગા વલી મોટા મોટા વીદવાનો શાથે વાદવીવાદખી કરવા લાગા તેથી કરી તે બેઉ ભાઇઓની ચરચા ગાંમોગાંમમાં હદથી જીઆદે થાવા લાગી. વલી તે ગાંમનો રાજા પણ આ બેઉ ભાઇઓને નીતપનેમ શભામા બોલાવતો ને શાસ્ત્રનો બોધ હમેશાં બેઉ ભાઇઓથી લેતો ને ઘણોજ તેવોને જોઇ ખુશ રેહેતો હતો, વલી તે બેઉ ભાઇઓનો એવો નેમ હતો કે વ્રોધકાકાને પુછીયા વગર કશુખી કાંમ નહી કરતા હતા ને હમેશાં તે વ્રોધ કાકાની શેવા ચાકરી બજાવતા હતા ગોયા પ્રમેશવરને માફક પુંજતા હતા તેથી કરી તે વ્રીધ કાકો મરતી વખતે આ બેઉ ભાઇઓને આશીરવાદ દઇ ગયો કે ભાઇઓ તંમારૂ નાંમ દુનીયામા અમર રેશે ને શઉ કોઇ તમારા ગુણો ગાશે એવા આશીરવાદ દઇ તેવોનો કાકો શવગ વાશી થયો.

હવે આ વ્રોધ કાકાના મરણથી બેઉ ભાઇઓને એટલો તો ગંમ

લાગો કે તેનું વરનન થઈ શકતું નથી કાકાના મરણ પછી એક મહીનાને બાદ વડો ભાઈ જે તુકારાંમ તે ગુરૂ દતનો ચેલો થયો ભગવા વસ્તર પેરીયાં ને શદાશીવની ભગતીમાં લવલીન થઈ ગયો, હવે તે દનથી તુકારામ ને શઉ તુકનગીરને નાંમેથી ઓલખવા લાગા. હવે તુકનગીર શદાશીવના ભજનો, કીરતનો જોડી જાંહાં તાંહાં ગાવા લાગો. હવે દનપર દન તુકનગીર ને રાજદરબારમાંબી મોટું માન મલવા લાગુ, કારણકે તે ગાંમનો રાજા બી શીવનો ભગત હતો. હવે નાનો ભાઈ જે શકારાંમ તે નાનપણથી માતાનો ભગત હતો કારણકે તેના ઘેરની શાંમે એક માતાનું મંદર હતું તેથી તે શકારાંમ રોજ નાહી ધોઈ માતાની પુજા કરતો ને પછી પોતે ભોજન જમતો હતો ને હમેશાં માતાના ગુણો ગાતો. એ શકારાંમબી ભજન કીરતનો જોડી જાંણતો હતો કારણકે તેબી મોટો પંડીત હતો, રોજ વડા ભાઇને કેહેતો કે માતાનીભગતી ઘણીજ શારીછે ને સ્ત્રી વગર કોઇ નીબી પેદાશ થતી નથી, વલી વડો ભાઈ તુકનગીર જણાવતો કે શદાશીવ ની ભગતી ઘણીજ શારીછે કે જેને શાખ્ખાત નારાણબી શંકરને ભજેછે એમ હમેશાં બેઉ ભાઇઓનો વાદવીવાદ અપશમા ચાલતો હતો. હવે એક દાહાડાને શમે એવો એતેફાક બનીયો કે તે બેઉ ભાઇયો આપશમા લડી પડીયા એવાતો લડીયા કે લાખો માંણશની ભીડ જોવા મલી ગઈ તાં આગલ રાજાના શીપાઇયો પણ આવી લાગા પણ કોઇના વાલ્યા બેઉ વલ્યા નહીં તેથી શીપાઇઓએ તે ભાઇઓને રાજા પાશે લઈ જઈ ઉભા કીધા. હવે રાજાએ આ બેઉ ભાઇઓનો આવો એહેવાલ જોઈ દીલગીર થયો, પછી બેઉને શાંન્ત પાડીયા ને એક બીજાથી જુદા રેહેવાને ફરમાંવ્યું. પણ નાનાભાઇને તો એટલો ક્રોધ લાગો કે તે શેહેર છોડીને મધીય હીંદુ સ્તાંન તરફ ચાલી ગયો કે જાંહાં મુશલમાંનો રાજધાંની હતી તે શેહેરમા એક મોટી મશીદ હતી તેની જોડે એક મુશાફરખાંનું હતું તાં જઇ શકારાંમે પોતાનો ઉતારો લીધો. વલી પોતાના મનને કેહેવા લાગો કે હું કોઇ કવી શાસ્ત્રીની મદત લઈ કોઇ દાહાડેબી મારા ભાઈ જોડે જઇને લડીશ ને તેની ઇજત હોરમત બગાડીશ એવા વીચારમાં તે રાતને દાહાડો રેહેતો હતો, હવે શકારાંમ જે મુશાફરખાનામાં શુતો બેશતો હતો તેની જોડે એક મશીદ હતી તે મશીદમા કોઈ વલી ષાહા પીર મુરશદ કરી એક માહા કવી રેહેતો હતો તેના હજારો હજાર ગાંમો ગાંમમા મુરીદો પણ હતા, વલી તે શેહેરનો બાદશાબી તે પીર મુરશદનો મુરીદ હતો તેથી શકારાંમના મનમા એવું આવ્યું કે આ પીર મુરષદનું હું પીયાલુ પીઊ ને ફકીરી આજથી ધારણ

કરૂ જેથી મારા મનની મુરાદ બધી હાંશલ થશે એવા વીચારથી શકારાંમે તે વલી ષાહા પીર મુરષદનુ પીયાલુ પીધુ ને ફકીરી તન ધારણ કીધી હવે તે પીર મુરષદે શકારાંમનુ નાંમ ષાહાઅલીપીર કરીને આપીયું પછી તે ષાહાઅલીએ તમામ પોતાપર જે જે વાત વીતેલી હતી તે પીર મુરષદને કહી શંભલાવી, પછી તે પીર મુરષદે ઘણોજ દીલાશો દીધો કે કાંઈ ફકર નહી કર હું તારા મનની મુરાદ પાર પાડીશ. હવે રોજ ષાહાઅલી તે પીર મુરષદની શેવા ચાકરી બજાવવા લાગોતેથી દનપર દન તે પીરમુરષદનું ષાહા અલીપર ઘણુંજ હેત વધવા લાગુ. પછી ષાહાઅલીને તમાંમ મુશલમાંની શાસ્ત્રમા હુશીયાર કીધો ને રોજ પોતાની જોડે ષાહાઅલીને રાજ દર બારમાબી લઈ જાવા લાગો, હવે ષાહાઅલી ઘણોજ ચાલાક ને શમજુ હતો વલી તે શાથે મુશલમાંની શાસ્ત્રનોબી અભીયાશ થયો તેથી કરી અનેક પ્રકારના મોજીજા રાગ રાગણીમા જોડી ગાવા લાગો, હવે દનપર દન તે ષાહાઅલી કવીની ચરચા ગાંમોગાંમ થાવા લાગી. હવે તે ગાંમ નો બાદસાબી ષાહાઅલીનુ ગાણું શમજી ખુશ રેહેતો હતો, વલી તે શાથે તમાંમ ગાયન ભજન કીરતનના આકારમાં જોડી ધોલક તથા ખંજરી વગાડી ગાતો હતો તેથી ઘણુંજ પીયારૂ લાગતું હતું. હવે ઇતેફાક એવો બનીયો કે/થોડા વખતમાં તે ષાહાવલીપીર મુરષદનું મરણ નીપજીયુ તેથી કરી તેની જગા ષાહાઅલીપીરને મલી પછી તો તેના મરતબાની ઘણીજ તારીફો થાવા લાગી તે શાથે બાદસાબી તેને ઘણોજ ચાહાવા લાગો, તે શાથે તે ષાહાઅલીના મુરીદો પન દનપર દન ઘણાજ થાવા લાગા ને તમાંમ શેહેરોમાં પોતે પ્રખ્યાત થઈ ગયો. હવે એક દાહાડાને શમે ષાહાઅલી રાજ દરબારમાં બેઠા બેઠા ગાતા હતા, કચેરી ઠઠ મલેલી હતી તે વખતે રાજા કોઇએક રાગણી શમજી એ વોતો ખુશ થઈ ગયો કે તરત ષાહાઅલીને કહીયું કે માંગ માંગ જે માંગે તે આપુ પછી ષાહા અલીએ વચન લઈ કહીયું કે હું કંઈ માંગતો નથી પણ એક મારા દીલમા આરજુછે તે પુરી પાડો, તે શું કે દક્ષીણ હીંદુસ્તાંનમા એક તુકનગીર કરી મોટો કવીછે તેની જોડે ફકત લડવા માંગુછું એટલુ કહી જે જે પોતાનો હેવાલ હતો તે અવલથી આખર શુધીનો ષાહાને પાશે જાહેર કીધો પછી તે ષાહે તેને કહીયું કે ઠીકછે તેની કાલે વાત એમ કહી ષાહે બીજે દાહાડે પોતાની મોહોર શુધાંનો એક કાગલ લખી દક્ષીણ હીંદુસ્તાંન તરફ તીયાંનાં મરાષટી રાજાપર મોકલાવ્યુ તેમા જણાવ્યું કે તારા શેહેરમાં કોઈ તુકનગીર કરી કવીછે તેનો જોડે મારે

તાં એક કવીછે તે લડવા માંગેછે માટે આજથી આઠમે દીવશે હું પોતે મારા કવીને લઇને તારા શેહેરમા દાખલ થઇશ માટે બધી વાતનો બંદો બસ્ત કરી રાખજે, હવે કાગલ મરાઘટા રાજાએ વાંચી બીના તુકનગીરને કહી શંભલાવી પછી તુકનગીર તે બીના શમજી ખુશ થયો કે કાંઈ ફીકર નહી આવ્યાવાદીઓ હું લડવાને રાજી છઉ હવે આઠમ દીવશે લખીય પ્રમાણે શઉ તે શેહેરમા આવી બાગા પછી તુકનગીર ષાહા અલી બેઉ રાજાના શમમુખ કચેરીમાં ગાવા લાગા ને શાસ્ત્રના વાદવીવાદ થાવા લાગા તે મેલાવડો જોવાને ગાંમો ગાંમનાં રાજાબી હાજર થયા હતા. તુકનગીર મડદાની તારીફમા ગાતો હતો ને ષાહા અલીઓની તારીફમાં ગાતો હતો વલી બેઉ શાસ્ત્રમાંબી પુરા હતા અંતે એક બીજાથી કોઇ પણ હટીયા નહી આવો મામલો જોઈ બેઉ રાજાએ આપશમા મશલત કરીકે અંતમા આ બેઉ ભાઇઓ પણ થાએછે, વલી તે શાથે બેઉ કવીઓ પણછે, વલી બેઉના હજારો હજાર મુરીદો પણછે પણ હવે કોઈ પ્રકારે બેઉ પંથોના જુદાં નાંમ પડેતો શારૂ, જેથી આપણુ પણ નાંમ દુનીયાંમાં કાયેમ રેશે. એવો વીચાર કરી મરાઘટા રાજાએ પોતાની પાગડીમાંથી ખરા મોતીનો તુરો કાહાડીને તુકનગીરને ઇનાંમમાં આપીયો ને કહીયું કે આ તુરાની તારીફમાં કોઇબી ચીજ બનાવીગાવો ને હમેશાં ગાતા રેહેજો તે જોઇને બાદસાએબી પોતાના માથાના તાજમાં જે કલગી હતી તે કલગી કાહાડી ષાહા અલીપીરને બક્ષીશ કીધી ને કહીયું કે આએ કલગીનો તારીફમાં કોઇબી ચીજ ગાઇ શમજાવો જેથી અમારૂ મન ખુશ થાએ વલી તમે બેઉ કવીઓ ગાવામાં બરાબર છો, એવી અમને પુરણ ખાત્રી થઇછે. હવે બેઉ રાજાનાં કહા પ્રમાંણે તુકનગીરે તુરાની તારીફમાં એક ચીજ બનાવીને ગાઈ ને ષાહાઅલીએ કલગીનો તારીફમા એક ચીજ બનાવીને ગાઈ પછી બેઉ રાજાવો ઘણાજ ખુશ થઈ બેઉ કવીઓને મોટું ઇનાંમ આપ્યું એક બીજાને જાગીરો આપી તે શાથે ઘણું માન અકરાંમ પણ પાંમીયા. હવે ષાહાઅલી પોતાના ષાહા જોડે ઉતર હીંદુસ્તાંન ચાલી ગયો ને તુકનગીર તાંજ રહયો. હવે તે દાહાડેથી તુકનગીર હમેશાં તુરાની તારીફમાં ગાવા લાગો ને ષાહા અલી કલગીની તારીફ ગાવા લાગો. હવે એ બેઉ કવીઓના પંથ હવડેવેર શુધી ચાલુછે કે જેનો અંત શુધા મલતો નથી પણ અશલથીજ આ ગાવામાં વાદવીવાદ ચાલુછે કારણ કે તુકનગીર તુરાને મોહોટો કેહેતા ષાહાઅલી કલગીને મોટી કેહેતા તે શાસ્ત્રના દાખલા પણ દેતા હતા, હવે ગાવાના પંથ વીશે પુછો તો આ બેઉ કવીઓને માન

ધટેછે કારણકે જેનીએ પેહેલાં પરથમ પાયો ઉભો કીધો, પછી પાછલથી શઉ કોઈ જુદા જુદા મતના કવીઓ નીકલ્યા જેમકે એક હીંદુ કોમછે તે માંથી કેટલાએક પંથો ઉભા થયા જેવાકે કોઇ રામાનંદી કોઈ કબીર પંથી કોઈ શીવ પંથી, કોઈ જેન ધરમી, કોઈ વીશનુ પંથી, એવી રીતે પછી તો શઉ શઉના મતનુ કારણછે, જેમ એક ઝાડનું બી રોપી તેમાં પાંણી નાખીને ઝાડ મોટું થાએ ને પછી ઘણીએક તેની ડાલીયો ફુટી નીકલે તેમજ આ બીજા ગાવાના શાત પંથોછે તેનુબી કારણ એજ મુજબ હોવું જોઇએ ગાવુંછે તેબી એક ઇનશાનને ઘણું શારુંછે જો તેમાથી શાર લેવા માંગોતો ઘણીજ પ્રકારનો મલી આવશે પણ ફકત વાદવીવાદને લીધે ગાવાનૂ નાંમ બદ પડાયુંછે.



# શેઠ જમશેદજી નશરવાંનજીને ખુદા બેસનસીન કરે.

( બેત )

શેહેર મુંબઈમા થઓ એક ગંમનો પોકાર,
ઠક જમાંછે દીને જગતુરસ્તની ઇયાર,
જમશીદ જેવોછે એક નર શવાર,
મઆ મુકી દુનીયાંમા ગયો પેલી પાર,

શેહેર છોડી પોતાનું થયો શેહેર બાહાર,
દસ્ત જેનો સખાવતમા છે આશકાર,
જીગર હતું જેનું હાતંમના જેઉ ઇયાર,
નશરવાંન જોઇ કરેછે પુકાર,
શખાવતનો તારીફ થાએ વાર વાર,
વારે કીશમત તારા એ કેવા દાહાડા આર,
ન કીધો આ દુનીયામાં વધુ રોજગાર,
જીગરને તજીને ગયો પેલે પાર,

નેક મનશનીને નેકીનો તું એક હાર,
ખુદાવંદ તારો રહે મદતગાર,

દાશ થઇને શઉનો થયો નામેવાર,

બેશતા યાદ તારી કરે હરબાર,
સત નેકીનો જગમાંછે તારો પોકાર,
નથી તારી શાના બીજો કોઈ ઇયાર,
સીશ નમાવીને શીજદા કરૂ વાર વાર,
ન થાજો ગંમગીન દીલમાં લગાર,
કબુલ કર અરજ દારાંની યે કેરદીગાર,

રેહેમ જમશીદપર બખશી ઉતારજે પાર.



# તુરાના

## ગુજરાતી તથા હીંદુસ્તાંની દીલપશંદ ખેયાલો.

### ગુજરાતી—તારીફ તે કીરતારની.

### ( રંગત ખડી. )

શ્રી દાદારની મેહેર જેનાપર તેનું કોઈ કંઈ કરે નહીં,
આશમાનથી ફેંકે નીચે તોએ તે પંન મરે નહીં;
તું જો ચાહે એક પલમા યાં ફકીરને નવ નીહાલ કરે,
અમીરથી જુદો થઇને અદના ને લાલંમ લાલ કરે,
રાત દાહાડો જે કરે બંદગી તેના બુરા હાલ કરે,
શાહુકાર થી થઈ વેગળો ચોરો ને પ્રીતી પાલ કરે,
એવાં માભારત કામ તું વગર બીજો કોઈ બા કરે નહીં,
આશમાનથી ફેંકે નીચે તોએ તે પંન મરે નહીં, ૧

તું જો ચાહે ઘડી વારમા અંદના ને શરતાજ કરે.
તાજ બક્શ જે હોએ તારો તેને પલમાં મોતાજ કરે,
થાએ મેહેરબાં જેના પર તું તેતો હરદંમ રાજ કરે,
અગર મુંગો હો મોનાનો તોબી તે આવાજ કરે,
જે આશક છે પુરો તારો તે તો કોઈથી ડરે નહીં,
આશમાંનથી ફેંકે નીચે તોએ તે પંન મરે નહીં, ૨

છે કુદરત તારી એવી ઘડી મા આશાંન કરે,
જીવતાં વોને મારી નાએ મુવેલાં ને ઈનશાંન કરે,
કરે ઘડી માં આબાદાની ઘડી કુનાં મેદાંન કરે,
શું તાકત કોઇમાં એવી તુથી વધારે તાંન કરે,
જેની જબાં પર યાદ છે તારી તેતો કદી થર થરે નહીં,
આશમાંનથી ફેંકે નીચે તોએ તે પંન મરે નહીં, ૩

જરીફ કહેછે શાંભળ દાશ જે નર એવા ખીયાલ કરે,
લાખો દુશમંન થાએ એકટા તો એ ન વાંકો બાલ કરે,
આ ફાની દુનીયાં માં દાશ લેઈને શું ધન માલ કરે,
તે શાહેબ છે એવો દયાલુ શરવેની શંભાલ કરે,
હો એ ઘડો પાની થી ભરેલો પન હુંકમ વગર કંઈ ગરે નહીં,
આશમાનથી ફેંકે નીચે તોએ તે પણ મરે નહીં, ૪

———0———

ગુજરાતી—ખુદાની તારીફ.

## ( રંગત ખડી. )

અરે દાશતો શંમજો ભાઈ મેરુ ઝાંહ નો તે પરવર,
રહે મેહેરબાં તેજ બધા પર શઉ પર તેની એક નજર,
દેશ ધુંડો પરદેશ ધુંડો જઈ ધુંડો તમો બીઆબાંન,
શદા યેયાદ જો દીલમાં કરશો તો પલમાં કરશે આશાંન,
રહો હમેશાં યેયાદ માં તેના યેયાદ કરો દીલને દરમાયાન,
નેકી બકશવા વારો તેછે જેનું છે શરવે મંનડાંન,
દાશ થઇને રહેછે તેના નારી હોએ યા કોઈ નર,
રહે મેહેરબાં તેજ બધા પર શઉ પર તેની એક નજર, ૧

ડાહયા થઇ પ્રથંમ જો જગમા પછી કરશો દોજખનું કામ,
ભારી દુખ ભોગવશો જગમા કશુ નહીં મલશે આરાંમ,
ઇનકાર કરો એ શરવે કામથી નેકીના થઈ રહો ગુલાંમ,
કમર બાંધી બંદગી પર હરદમ મંન ભીરદામાં કરો મુકાંમ,
લઈ નામ શાહેબનું જબાંપર કોઇ કાંમ નેકીનું કર,
રહે મેહેરબાં તેજ બધા પર શઉ પર તેની એક નજર, ૨

ગીઓ વખત નહી આવે પાછો તેની ના કોઈ જોતાં વાર,
વાહાલાં શરવે થઇને તેના શદા માનો દીલથી ઉપકાર,
લાશ દાડે મલશે શાહેબને તેનો દીલમાં કરો વીચાર,
દોશ હોએ યા ભાઈબંદ કોઈ કામ નહી આવે દીલદાર,
લુકમાંન જેવો હારી જાએ છે મોહોત આવે જીઆરે માથાપર,
રહે મેહેરબાં તેજ બધાં પર શઉ પર તેની એક નજર, ૩

નેક હીદાયત રાખો જગમા વલી કરો નેકીના કામ,
કીધાં કાંમ જો શારાં હોશે શદા રેહેશે કાયમ નામ,
ધીંગ શીંગ શઉ મુકો ભાઈ એમ કહેછે મની રાંમ,
માત પીતાના ગુન જો ગાવો શદા મલશે જગમાં આરાંમ,
તરા તરાના ખીઆલ દારાના શમઝી મગન રહે અરદેશર,
રહે મેહેરબાં તેજ બધા પર શઉ પર તેની એક નજર, ૪

——o——

ગુજરાતી—કરંમની તારીફ.

## ( રંગત ખડી. )

આયુપનો ઘડો છલકે નહી જાં વેર મા શુંધી ભરે નહીં,
લખે વીધાતા લેખ કરમની રેખ કોઇથી ફરે નહીં,
છઠી ને દાડે લેખ લખાએ ફરી ફરી ને નહીં લખાએ,
લખીયું હોય મરવાંનુ કરમ મા તો તેનાથી કેમ જીવાએ,
અરધી કરમમાં લખી હોએતો આખી નર કોઇદી નહીં થાએ,
રલી રલીને કરે એકઠું તેખા તેનુ અકારત જાએ,
દોરી ટુટે આયુશની નહીં તાંવર કોઇથી મરે નહીં,
લખે વીધા તા લેખ કરમની રેખ કોઇથી ફરે નહીં ૧

ફકીરના કરમમાં લખીઊં હોયતો કોઈ દાડે રાજ કરે,
શું તાકાત છે કોઈ બીજાની તેને કોઈ મોતાજ કરે,
કરમ હશાવે કરમ રડાવે કરમ વલી શીધ કાજ કરે,
રાજાના કરમમા લખીઊં હોયેતો તે રાજ તારાજ કરે,
હર એક હીકમત કરે નરો પન કરમ વના કંઈ શરે નહીં,
લખે વીધાતા લેખ કરમની રેખ કોઈથી ફરે નહીં ૨

આહે જેવો હોએ દાનો નર કદી કરમ વીનાની એતી કરે,
તો તેનો બેલ લુલો પડે નાંગર ભાંગે અયા પોતે મરે,
કરમથી ફરજંદ કરમથી પઇશા કરમથી છોરા છોરી વરે,
કરમથી અંધો કરમથી લુલો કરમે બેશી હાતીપર ફરે,
અનશઠ તીરથ કરી નાહેનર પન કરમ વગર કદી તરે નહીં,
લખે વીધાતા લેખ કરમની રેખ કોઇથી ફરે નહીં ૩

જરીફ દાદાભાઈ કહે નહી કરમ વગર નર ઉતરે પાર,
કરમથી ગેન્આની કરમથી ધીઆની કરમથી ભેરે તે ફીરતાર,
કરમથી માગે ભીખ ઘરેઘર તોખી મલે નહી ભીખ ઉધાર,
ફરામજી કહે શંમજો ભાઈ કરમનો છે મોટો વીશતાર,
મનીરાંમ કહે કરમ વંતી કીડી હાતીથી ડરે નહી,
લખે વીધાતા લેખ કરમની રેખ કોઇથી ફરે નહી ૪

——o——

ગુજરાતી—આશકી.

## ( રંગત ખડી. )

શુરત જોઈ જીઆરથી તારી થઓ દીવાંનો દીલમાં જાન,
શું કરવા તરશાવે પેઆરી જેવો કલે જે વાગોબાન,
ફીદા છે આશક તારા ઉપર જોઈ તારા ગોરા ગાલ,
શો શો નખરાં કરે તું પેયારી તે પર લટકતી ચાલે ચાલ,
ચાલજો આશક જોએ તારી તો દીલમા થાએ બેહાલ,
આંખ તારી હરન જેવી જેવી કોઈ માયાની જાલ,
કરો મેહેર મારાપર જાની હું આશક છું નાદાન,
શું કરવા તરશાવે પેઆરી જેવો કલે જે વાગો બાન. ૧

એવા રસીલા હાત છે તારા જેવી કોઇ બગલાંની પાંખ,
જોબંન તારૂં અજબ રશીલુ શીધું શરોવર જેવું નાખ,
કાનનો તારો અજાપ નમુનો હીરા જેવી લાગે આંખ,
અજબ ગોલ છે દારમ તારાં તે પર જાની કંઇબી ઢાંક,
એકાએક તું નજર પડે તો પરમાએ પુનંમનો ચાંન,
શું કરવા તરસાવે પેઆરી જેવો કલેજે વાગે બાન. ૨

થયો દીવાંનો હું તારા પર જીઆરથી જોયું તારૂં નુર,
કરો મેહેર મારા પર જાની શદા રેશે જોબંન ભરપુર,
હું આશક છું તારા ઉપર તું મારેથી ના થા દુર,
ધેરઈ રેહો છું તારા પીઆરમાં બદન થઈ ગએ મારૂ ચુર,
ખરૂં કહું છું હું તો પેઆરી મારૂં શદા તારામા ધેયાન
શું કરવા તરશાવે પેઆરી જેવો કલેજે વાગો બાન. ૩

વરશ એકનો તારા ઉપર આશક દારા કીદા છે જાન,
કોઈ દાડો તું પોતાના ઘરમાં બોલાવીને કર મેમાન,
છે મોહોબતનો ભુકો દારા દેખાડી દે મોહોબતનું પાન,
પાન ચાખશે દીલથી દારા પછી નહી કરશે અરમાન,
દારા કહેછે શાંભલ પેઆરી શદા રેહેશે તારૂં આશાન,
શું કરવા તરશાવે પેઆરી જેવા કલજે વાગો બાન, ૪

——o——

ગુજરાતી—કલગીના શપનાનો જવાબ.

## ( રંગત ખડી. )

કાલની રાતે હુંએ એક શુંદર જોઓ શીતારો શપનામાં,
કોઇએ જોયો હશે ન જોશે એવો કોઈ પીયારો શપનામા,
જોઈ ઝલક પેષાની પર મેં આફતાબી શપનામાં,
બાલ કારા આંખના તારા જોયા ગાલ ગુલાબી શપનામા,
કાન નાકને લાલ હોટછે જાને દોલ નવાબી શપનામા,
ગલું શુરાઈ બાજુબંદ જોઈ જમની દાબી શપનામા,
તેને જોઈ ગુમ થયો એકાએક હોશ મારો શપનામા,
કોઇએ જોયો હશે ન જોશે એવો કોઈ પીયારો શપનામા, ૧

આંગલીઓની શું તારીફ કરૂં જોઈ મેદી શવાઈ શપનામા.
આરશીના જેવી ચમકે શીનાની શફાઈ શપનામા,
પેટ જેનું બશ રૂઉના જેઊં જોઇ વધુ નરમાઈ શપનામા,
કોઈ હતું નહી પાશે મારા શું કહું બડાઈ શપનામાં,
રહી રહી ને મને થાવા લાગો ઉભારો શપનામા,
કોઇ એ જોયો હશે ન જોશે એવો કોઈ પીઆરો શપનામા, ૨

પાંશો ખીલારી લાગો ચમકવા જાને ચંમ ચંમ શપનામા,
કમંર નાજુક જાંગને જોઈ ખીલારી છે થંમ શપનામા,
નાજુક અંગોઠા જોઇને તલીયાં રહાં બે પદંમ શપનામા,
ઝુંકી ગયો શરતપા હુંગમા વલી લાગો ગંમ શપનામા,
એવો હું બેભાન થયો કાંઈ ચાલેઓ ન ચારો શપનામા,
કોઈ એ જોયો હશે ન જોશે એવો કોઈ પીયારો શપનામા, ૩

દાદાભાઈ કહે એકાંતે હું ધીયાંન ધરૂં છું શપનામા,
દીવશે રાતે શમે કશમે જોતો ફરૂં છું શપનામા,
જોયો જે દંનથી પીયારાને હું તેપર મરૂં છું શપનામા,
હવડે મને એમ લાગેછે હું વાત કરૂંછું શપનામા,
મનીરામનું મોહી મંન ગયો મોરલી વારો શપનામા,
કોઇ એ જોયો હશે ન જોશે એવો કોઈ પીયારો શપનામા, ૪

——o——

ગુજરાતી—પરનારી વીશે નશીયત.

## ( રંગત ખડી. )

પર નારીની શોબતમા આશક ફુકી દેછે તન મન,
પરનારી કોઇની થઈ નથી નહીં થાવાની માનો શત વચન,
ઘરની નારી ઘડી ન મુકે તોપન તે લાગે ખારી,
પરનારી પાણેથી મારે તોપન તે લાગે પીઆરી,
ઘરની નારીને ઘરમા ખાવા નહીં ઝુરીયા કરે તે બીચારી,
પરનારી પકવાંન કરીને ખાએ ચીજ શારી શારી,
ઘરની નારીને જોઈ બલે પરનારી ને જોઈ થાએ મગન,
પરનારી કોઇની થઈ નથી નહી થાવાની માનો શત વચન, ૧

ઘરની નારીના ઘરમા ઘડો નહી પરનારી પઇશેથી પેટી ભરે,
ઘરની નારી ઘરમા બેશી રહે પરનારી પાલખીમા ફરે,
ઘરની નારીના ઘરમા ચટાઈ નહી પરનારી પલંગે મોજ કરે,
ઘર ધની ઘરની નારી મેલીને પરનારીને રહે ઘરે,
ઘરની નારીને દોડીવું આપે નહી પરનારી ને આપે હીરા રતન,
પરનારી કોઇની થઈ નથી નહી થાવાની માનો શત વચન, ૨

પરનારી શારૂં આશક કહાં કહાંથી પઇશા લાવેછે,
આશક પોતે નહી ખાએ પરનારીને ખવરાવે છે,
પરનારીની પ્રીત રાએ ઘર નારીને નહી બોલાવેછે,
પરનારી શારૂં આશક પોતાનું માંથુ કપાવેછે,
તોબી પરનારી નથી થાતી ચાહે તમે આપો ગરદન,
પરનારી કોઇની થઈ નથી નહી થાવાની માનો શત વચન, ૩

ઘરની નારી દુખ વેલા આવે કામ શમજો તમે નશીયતની વાત.
પરનારી શુખ શમે રમે અને અંત શમામાં કરશે ઘાત,
દાદાભાઈ શેઠ શાપુરજી તે મઝા કરેછે દાડો રાત,
કાવશજી નવરોજ પુશરૂ મુલજીભાઈ ગાએ તેની શાત,
મનીરામ પરનારી શારૂં નથી પોતાનું કરતો લગન,
પરનારી કોઇની થઈ નથી નહી થાવાની માનો શત વચન, ૪

——o——

ગુજરાતી—કલગીરના ખેયાલનો જવાબ.

## ( રંગત ખડી. )

ચાર નાર દુખીયારી મલી ગઈ દરીએ દરશન કરવાને,
પેહેલી આંધરી વાંઝની કુવારી ચોથી ગઈ દુખ હરવાને,
પેહેલી આંધરી કહે રતનાગર તમે કંઈ તારીયાં નર નાર
બેઉ આંખે હું છું આંધરી ધીક ધીક છે મારો અવતાર,
દુનીયાની શીમોજ મઝા છે મને નહી દેખાએ લગાર,
માટે મેહેર કરી અબલાપર કરો દેખતી તારન હાર,
પેએલ જનમની છઊં પાપની માટે પાપ કાપો નીરધાર,
શવા મન દુધ શાકર તમુને ચડાવીને માનીશ ઉપકાર,
આંખ નહી મારી આપો તો તઈયાર છઊં હું મરવાને,
પહેલી આંધરી વાઝની કુવારી ચોથી ગઈ દુખ હરવાને. ૧

બીજી વાંઝની કહે મારી કરો આશા પુરન દરીઆ લાલ,
મેહેર તમારી બહુ મારાપર અખુટ ઘરમાં છે ધન માલ,
શાશુ શશરો દીએર જેઠ વર મને જોઈ દીએ મનમાં ગાલ,
કહેછે વાંઝનીનું મોડું નહી જોઊં ઉઠીને પ્રાતશ્કાલ,
માટે અરજ કરવા આવી છું શાંભલો એ વીનંતી પરતી પાલ,
દયા કરી દુખ ટાલો દેહેનુ આપો એક બલવંતો બાલ,
દુખ દરીઆમા ડુબી છું કરો મેહેર લાગું હું તરવાને,
પહેલી આંધરી વાંઝની કુવારી ચોથી ગઈ દુખ હરવાને. ૨

તીજી શાએલી કહે દરીઆ માહારાજ લાજ રાખો મારી,
માત પીતા મારા ઘના ગરીબ છે હું છઊં જનમની દુખીયારી,

વીશ વરશની મારી ઊંમર તોબી છું હું કુવારી,
ઝુરીયા કરૂં છઊ રાતને દાડો વાગે કામની કટીયારી,
માટે આપો પઇશા અમુને કાપો અમારી લાચારી,
જેથી લગન થાએ મારા જલદી વીનંતી કરૂં વારી વારી,
વેગે કરી વર મોકલો વેહેલો આવે ઘોડે ચડી વરવાને,
પહેલી• આંધરી વાંઝની કુવારી ચોથી ગઈ દુખ હરવાને. ૩

ચોથી કહે શાગરદેવ છેલી અરજ કરે એક અબલા નાર,
શરવે ચીજનુ શુખ મને પન ગાંડો છે મારો ભરથાર,
બાલપનથી કીધા લગન હું તીયારથી ઝુરૂ વારંમવાર,
લાઓ ઓશડ પાયા ધનીને તોબી ન આવે દુખનો પાર,
ધની છતાછે દુખ મને એવા જીવવા પરછે ધીકાર,
મેહેર કરી કરો શીહાનો પતીને તો જીઉ જગના આધાર,
ધન મારી માતાએ જન્મ મને આપ્યો આવું દુખ ભરવાને,
પેહેલી આંધરી વાંઝની કુંવારી ચોથી ગઈ દુખ હરવાને, ૪

ચાલીશ દન કરી ભગતી ચારેએ પ્રશન થયો દરીયા શાગર,
આશાં પુરણ કરી ચારની મેહેર કરી ચારો ઉપર,
પેહેલીને બેઉ આંખો આપી બીજી ને આપ્યો પુતર,
તીજીને પઇશા આપ્યો પછી મનગંમતો તે પરની વર,
ચોથીનો વર ગાંડો હતો તે થઈ ગયો ડાહો ચાતર,
દાદાભાઈ ઉશતાદ કહે કરે મોજમજા ચારો શુંદર,
નવરોજજી કહે મનીરાંમથી લાગા શાહેર ડરવાને,
પેહેલી આંધરી વાંઝની કુંવારી ચોથી ગઈ દુખ હરવાને, ૫

———o———

ગુજરાતી—( કલગીરના ખેયાલનો જવાબ )

## ( રંગત ખડી. )

નીંદરા વશ હું થયો એકાએક જોઈ એક પેયારી સપનામા,
કોઇએ જોઈ હશે ન જોશે એવી કોઇ નારી શપનામા,
કાન દઇને શમજો ભાઇઓ કહું હું શપનાની તે વાત,

ખાઇ પીઇ ને શુતો મજામાં મારે ઘેર એકલો એકાંત,
નીંદરા લાગી મને પ્રેમની પછી થઇ જીઆરે અરધી રાંત,
તેવે શમે એક રંભા ઇંદ્રની આવી વાત કરે મારી સાત,
મીઠી તેના વાતની લાગી મને કટારી શપનામા,
કોઇએ જોઈ હશે ન જોશે એવી કોઈ નારી શપનામા. ૧

નીરખીને મેં જોયો ચલકતો કપાલપર તેના ચંદર,
કાલા બાલ વાંકડીઆ જોયા લટકતા બેઉ બાજુપર
ગાલ ગુલાબી આંખ જોઈ પછી લાલ હોઠપર પડી નજર,
દાંત દારમના દાના ગલું એ શરખું જોઈ મને થઇ ફકર,
તેનો જઇ પોંચો પકડું એવી વાત વીચારી શપનામા,
કોઇએ જોઇ હશે ન જોશે એવી કોઈ નારી શપનામા. ૨

નખ જોયા હીરા જેવા જોઈ હથેલી અંદર મેંદી લાલ,
બાંગ ચમકે આરીશા જેવુ છાતી જોઈ નારંગી મીશાલ,
પેટ શાફ મખમલ જેવુ કમર નાજુક હશતાની ચાલ,
વાંશો જોઈ બેહોશ થયો હું કરી શકયો નહી એક શવાલ,
જાંગના થંમ બીલોરી જોઈ ગઈ શુધ બુધ મારી શપનામા.
કોઇએ જોઈ હશે ન જોશે એવી કોઈ નારી શપનામા. ૩

પગની આંગળીયું નાજુક જોઈ પદમ થઓ હું તો બેભાન,
શવ્રગ મ્રગ પાતાલમાં કોઇએ જોઇ હશે નહી તેની શમાન,
દાદાભાઈ કહે મારેથી નહી થઈ શકતું રંભાનુ બયાન,
તન મન ધન કરૂં કીષનાર પન નારી પર મારો જીવ પ્રાન,
મનીરામ કહે રાત આજની અરધી ગુજારી શપનામા.
કોઇએ જોઈ હશે ન જોશે એવી કોઈ નારી શપનામા. ૪

———o———

ગુજરાતી—( કીરતારની તારીફ ) ( શીંગાબી લોચન. )

## ( રંગત ખડી. )

તારશે એક પલમાં તુને હર માટે રાખ તેનો આધાર,
ધાર તું મનમાં અનેક કામ ઇનછા પુરન કરશે કરતાર,

તાર જગાડો તેના નામનો જેને રચીઊં છે જગ શનશાર,
શાર મલે તુને અંત શમામા માટે મનમાં કરો વીચાર,
ચાર વેદ છ શાશતર માંઈ લખીઆં હરીના નામ હજાર,
જાર જાર રડશો પેહેલે પંન અંત શમામા થાશો પાર,
પાર બ્રમ પરશોતંમ પ્રેમી એના નામથી કાજ શુધાર,
ધાર તું મનમાં અનેક કામ ઈંનછા પુરન કરશે કરતાર, ૧

તારન હારો પીયારો શહુનો તેની કલાછે અપરંમ પાર,
પાર નહી તેની હીકમતનો શું કહું મોથી વારંમ વાર,
વાર ન લાગે તારે જો હરી શંત જનનો પાલન હાર,
હાર હાતેથી ફેરવો લઈને નામ પ્રભુનુ વો નર નાર,
નારથી ઉતપત કરી હરી એ નર એની કીરતી તું વધાર,
ધાર તું મનમાં અનેક કામ ઈંનછા પુરન કરશે કરતાર, ૨

તાર તમે બાંધો શત ધરમનો હરી ચરનનો કરો શુમાર,
માર જંમની પડશે આખર માટે પાપ નહી કરો લગાર,
ગાર ન દેજો કોઈ શંતને રેહેજો ભજનમાં શહુ હુશીઆર,
ઈયારથી યારી મલશે આખર માટે નર ભજ કીશન મોરાર,
મુરાર મલશે અંતે માટે નર તું થા જીવનો આધાર,
ધાર તું મનમાં અનેક કામ ઈંનછા પુરન કરશે કરતાર, ૩

તાર તાર જુદો મનનોકર ભજ નારાયન શાંજ શવાર,
વારંમ વાર કહેછે દાદાભાઈ હરીને મુખથી નહી વીશાર,
શાર નથી દુનીયામા માટે નહી કરો મનમા હંકાર,
કાર તજો મંનનો ભજો ભગવાન કરો દુખ મનને ઠાર,
ઠાર મનીરામ કરે શીંગાખી લોચન ગાઈને નીરધાર,
ધાર તું મનમાં અનેક કામ ઈંનછા પુરન કરશે કરતાર, ૪

———o———

ગુજરાતી—ચાર દુખીયારીની વાત.

## ( રંગત ખડી. )

ચાર નાર શીંનગાર કરી જલ ભરવા નીકલી ચાર જણી,
પેહેલી ગંગા બીજી જમના તીજી કાશી ચોથી મણી,

પેહેલી ગંગા કહેછે બાઇઓ ધણો છે નાનો મારો વર,
રાતને દાડો ધેયાન રમતમા રાએ મારી નહી ફકર,
દુનીઆમા શી મોજ મઝા છે તેની તેને નહી ખબર,
એવા ધણી શાથે બાઇઓ મારૂ કેમ કરીને ચાલશે ઘર,
થાશે મારી વ્રાંધ અવશતા તેયારે થાએ મારો જુવાન ધણી,
પેહેલી ગંગા બીજી જમના તીજી કાશી ચોથી મણી. ૧

બીજી જમના કહે બાઇઓ મારા માત પીતાની છે ધીક્કાર,
પઇશા જોઇને મોહી ગયા મને પરનાવીયો ઘરડો ભરથાર,
તેને માટે હું ઝુરીઆ કરૂં જુવાનાનો મારો જાએ બહાર,
પીઉના આંગમાં શકતી નથી કે મારો કરે તે કાંઈ વીચાર,
શી રીતે મારા દાહાડા જાશે તેની મને છે ચીંતા ધણી,
પેહેલી ગંગા બીજી જમના તીજી કાશી ચોથી મણી, ૨

કાશી કહે પરદેશ ધાંમ ગયો મુકીને મારો શંગાત,
દુખના દાહાડા વીતી જાએ પણ નથી કપાતી દુખની રાત,
મન કઠન કરી ગયા પર હરી કેને કહું જઇ દુખની વાત,
લઉં જોગનનો વેશ ફરૂં શઉ દેશ તજી હું કુટંમને જાત,
શુનું રંગ રૂપ શુનુ મંદીર શુની શેજ છે વગર ધણી,
પેહેલી ગંગા બીજી જમના તીજી કાશી ચોથી મણી. ૩

મણી એ ચોથી કહેછે બાઇઓ મારો ધણી છે રંડી બાજ,
ખાએ પીએ શુવે રાંડો ઘેરે કરેછે મનગમતા પીઉ રાજ
દાદાભાઇ કહેછે ચારોને ભજન કરો તો શુધરે કાજ,
મનની ઇંછા પુરણ કરે હર રાખશે કુળ દુનીઆમા લાજ,
મનીરામ મલીઓ ચારોને તેઆરે ખુશી થઇ મનમા ઘણી,
પેહેલી ગંગા બીજી જમના તીજી કાશી ચોથી મણી. ૪

——o——

ગુજરાતી—માલકની મદત વીશે.

## ( રંગત ખડી. )

જેના પર નહીં મેહેર હરીની તેંના કાજ તો શરે નહી,
અન શઠ તીરથ કરી તે નાહે તોપન તે નર તરે નહી,

જેના પર હોએ મેહેર હરીની તે નર પાપ હજાર કરે,
તોભી તેનુ કરે નીવારન પલમાં પેલે પાર કરે,
અમીરને કરવા ચાહેતો એક પલમાં લાચાર કરે,
મેહેર કરે જો ફકીર પરતો તેને ઝટ શરદાર કરે,
મેહેર વગર માલકની પાપનું નીંવાર'ન કોઈ કરે નહી,
અન શઠ તીરથ કરી તે નાહે તોપન તે નર તરે નહી, ૧

મેહેર કરી પેહેલાદ ઉપરતો અગર્નામા તે બલ્યો નહી,
તપતી તેલની કડાઈમાં નાખ્યો તો તેમા તે તલ્યો નહી,
પાહાડ પરથી ફૂંકાવ્યો તોભી તેનો શાંધો એક હલ્યો નહી,
તાતા થંમથી બાંધવા કાડયો તોભી તે પાછો વલ્યો નહી,
થંભ ફાડીને કીધી શાહે તારા હુંકમ વગર કોઈ મરે નહી,
અન શઠ તીરથ કરી તે નાહે તોપન તે નર તરે નહી, ૨

મેહેર કરી નરશી મેતાપર રૂપીયા ભરીયા પોતે માહારાજ,
કુવરબાઇનુ કીધું મોશાળું હરીએ આવી આપીઓ શાજ,
મેહેર કરી ધ્રૌપતીના ઉપર ચીર વધારી રાખી લાજ,
જાંજાં ભીડ પડીછે તહાં તહાં આવીને કરીઊ શીધ કાજ,
મેહેર હોય જેનાપર તે નર મારીયો મારીયો ફરે નહી,
અન શઠ તીરથ કરી તે નાહે તોપણ તે નર તરે નહી, ૩

દાદાભાઈ કહે મહેર વગર આ ખીયાલપર શું કોઈ ખીયાલ કરે,
ઝવેરી બી નહી કરે બરાબરી પછે શુ કંગાલ કરે,
આવા ખીયાલને ગાવા મોનાપર નવરોજ મુલજી દયાલ કરે,
ગાઈ દોશોને ખુશી કરે દુષમનનાં બુરા હાલ કરે,
મનીરામ કાંઈ રામ રામના નામ વગર ઓચરે નહી,
અન શઠ તીરથ કરી તે નાહે તોપણ તે નર તરે નહી, ૪

———o———

ગુજરાતી—બે મતલબનો, ખેયાલ.

## ( રંગત ખડી. )

કરાવો નહીં લોકોથી દુષમની મરાવો નહી લુચાની પાશ,
શું મે તમારી કરી બુરાઈ વચ્ચન આપી મને કીધો નીરાશ,

રાજી થઇને ઝાલો મારો હાત શાથ મારે ચાલો બાહાર,
તમારી મારી પેલથી દોશતી જાણેછે શઉ જગ શનશાર,
મોનું ઇઘાડોતો આપુ મોંમા પાનનું બીડું મશાલાદાર,
હાત જોડીને કરૂં તમારી વીનંનતી હું વારંમ વાર,
હાત પશારો તો આપું હાતમા ફુલ ગુલાબનું લેજો વાશ;
શું મે તમારી કરી બુરાઈ વચન આપી મને કીધો નીરાશ, ૧

બેશાડું તંમને ઘોડાપર હું આગ઼ઁ પાછલ ચાલીને,
બાગમાં જઈ તમે લેજો હાતમા તુરો હું કેવઝ માલીને,
માંથા નીચે મેલું તકીયો બીજો પગ વચે ગ્રાલીને,
શુજો હવામાં કરીશ તમારી પગ ચંપી ખુબ શંભાલીને,
જેમ કેશો તેમ કરીશ ચાકરી નઈ થાવા દું તમને ઉદાશ,
શું મે તમારી કરી બુરાઈ વચંન આપી મને કીધો નીરાશ, ૨

રાજી થઇને ઘાલુ તમારા ગલામા એક મોગરાનો હાર,
ખુબતરેથી મારૂ તમારી ટાલી દુષમંનની કરી વીચાર,
ફરીથી કોઇ નહી કરે દુષમંની તમારો એકે દોશદાર,
ભુલેથી કોઇ કરે તમારી છેડ તો તેને કરૂં ખુવાર,
ઉભીશું બારણામાં તમારી કરવા ચાકરી બારે માશ,
શું મે તમારી કરી બુરાઇ વચંન આપી મને કીધો નીરાશ, ૩

દાદાભાઇનો ઝાલી હાતથી હાત શાથ ભેગા જાજો,
ભુખ્યા થાવતો આપે શાપુર કેરાં તમે મુંખથી ખાજો,
ભારી જોઇને ખરશેદજીનો ખીયાલ માયેની બે ગાજો,
કાવશજી નવરોજ અરદેશર નશરૂનો જોઇને લાજો,
રાખે મનીરામ, તમારા ઉપર પીયાર કરે તમારી આશ,
શું મે તમારી કરી બુરાઈ વચંન આપી મને કીધો નીરાશ, ૪

———o———

## ગુજરાતી—પરમેશવરના ભજન વીશે નશીયત.

## ( રંગત ખડી. )

### શનંતદાર.

કૃષન કૃપાલુ કાલ કંનશનો ધેયાન તેનુ જે ધરે નહી,
ખુપર વગરની ખટપટ ખોટી કરે કાજ તેનું શરે નહી

ગંગાધર ગીરધર ગોવીંદ ગોપાળનુ મન કોઇ હરે નહી,
ઘટ ઘટ ની ઘડીઆલમા પરઘટ રહે તે આવે નજરે નહી,
નટ નાગર નારાયનની ભગતી કરી જે નરે નહી,
ચરચા ચાડી કરે ચારમા કોઇદી મન તેનું ઠરે નહી.

## દોહેરો.

છપ્પન કરોડ જાદવ કુળમા એક છેલ છબીલો શાંમ,
જળ થળમા જાહેર તે જગમાં પુરે મનની હામ,
ઝળકે ઝાડ હલે પાતરાં ઝુરે મુર હુકમ વગર એક ખરે નહી
ખબર વગરની ખટપટ ખોટી કરે કાજ તેનું શરે નહી. ૧

ટળી જાએ ટંટો આફત નર ઝેર પીએ તો મરે નહી,
ઠક મળી વેરી નુ નાખે આગમા તો તે બળે નહી,
ડર થાએ દાતાને દુવારે જો ધરમદાન નર કરે નહી,
ઢંગ બે ઢંગી ઢોંગ ઢાંગથી કરે કદી તે તરે નહી.

## દોહેરો.

તંતર મંતર અંતરનો તું જાનવા વાળો ઇશ્વાર,
થર થર કંપે દેહી પાપથી બચાવજે કરતાર.
દયાળ દામોદર દાતાનુ નામ લીએ તે ડરે નહી,
ખબર વગર ની ખટપટ ખોટી કરે કાજ તેનુ શરે નહી. ૨.

ધરી ધ્યાંન કરી પ્રેમ તરી જાએ પાપી કોઇ ઉગરે નહી,
નંદના નંદનને શ્રીષ્ટી જે રચી તે કોઇથી કરે નહી,
પળ પળમાં પાતાળથી પાણી આવે ટીપું એક ઝરે નહી,
ફુલ ફળાદી ફુલે વગર જળ પવનથીબી થર થરે નહી.

## દોહેરો.

બદ મશતી બે હોશી બદીને છોડો થાવો રાંક,
ભકતી કરો ભગવતની ભાઇઓ અંતે માફ થાએ વાંક.
મંન મંદરમા રહે મનોહર જરા તે મનથી પરે નહીં,
ખબર વગરની ખટપટ ખોટી કરે કાજ તેનુ શરે નહીં, ૩

અંધા છલમના આલશુ કાંઇ દી નામ હરીનુ શમરે નહીં,
રશીલુ રૂપ જોઇ રાંમ ચંદ્રનુ વનચર ચારો ચરે નહીં,
લગાડી લવ હન મંનતે લંકમા કોઇનો વારીયો વરે નરીં,
વરશો વરશ વહી જાએ વાદમાં તોબી અધુરો ભરે નહીં.

## દોહેરો.

શમરન કર શાવદ થઇ હરીના નામપર રાખ અમલ,
સરમ રાખ મનમા શમજ દારા કહે કરો નકલ.
હરી ક્ષમા કર અગીનીઆની મનીરામ તુને વીશરે નહીં,
ખબર વગરની ખટપટ ખોટી કરે કાજ તેનુ શરે નહીં. ૪

——o——

ગુજરાતી—ફુલની તથા તુરાની તારીફ.

## ( રંગત ખડી. )

શાંભલ દીલભર જાની મારા તુને કહું એક મીઠી વાત,
અગર તું જોવા માગે તો તુને દેખાડી દેઉ હાતો હાત,
છે જરતોશતી દીન બરહક એ તારા તું દીલમા જાન,
ભુલો ભુલો થઇ ભટકે છે નાહક શુ કરવા નાદાન,
આ ખટપટ તું મુકી દે શરવે કહીયુ માર તું માન,
દીન પોતાની મુકી દઇને જુઠુ લેઇ બેઠો તોફાન.

## ચાલ.

શાચી વાત તુને કઊં દીલ જાની,
મનમા શમજી લે તું ગેઆની,
મુકીદે આ શરવે તું કાહાની,
મુકે તો તારી થાએ મેહેરબાની.

વાત શાંભલી લે તું મારી શરવે ભાઇ છે તારી શાત,
અગર તું જોવા માગે તો તુને દેખારી દઊં હાતો હાત. ૧

દીલો જાનથી પાહા ગુશતાશપે દીન જરથોશતી કીધી કબુલ,
ખુશી થાઇને દીલમાં પોતે મુબારક હાતે આપીઊં ફુલ,

ફુલ લેઇને ષાહા ગુશતાશપે જોંઇ આયા બેહેશતનો ફુલ,
તે ફુલની તું કરે નીંદા પડે તારી જીંદગીમાં ધુલ.

બેશત ફુલની જો ખુશબોઇ,
તેની કરેછે તું બદગોઇ,
હજુ તુને નહીં મલાયુ કોઇ,
પડીઓ દોજખમા જાની જોઈ,

ઉઘાડ આંખ તું જો પોતાની ફુલને ચાહેછે શરવે જાત,
અગર તું જોવા માંગે તો તુંને દેખાડી દેઉં હાતો હાત, ૨

માજદીઅશની છોડી જીઆરથી તેયારથી ફુટાં તારાં કરંમ.
અદેખાઈ તું કરે ફુલની કહાં રયો હવે તારો ધરંમ,
વાત શાચી કહીછે ભાઈ દીલમાં તું ના થાતો ગરંમ,
બાજ રોજ શઉ કરે ફુલપર એનીછે તુંને મોઠી ષરંમ,

## ચાલ.

એવા ફુલને દીલથી હું ચાહાઉં,
એને મુકી બીજે કહાં જાઉં.
કહાં વેર તુંને શમજાઉં,
તું કહે તો તુને દીનમા લાઉં,

ગાંડો ઘેલો થઈ ઉઠીજા હંઇથી નઇતો કઠંન છે આજની રાત,
અગર તું જોવા માંગે તો તુને દેખાડી દેઉં હાતો હાત, ૩

નામ તારૂં વધે દુનીયામાં શોધી કાડ કોઈ એવો વગ,
જાની જોઈ તું નરખ કુવામાં શું કરવા મુકેછે પગ,
પગ મુક કોઈ એવે ઠેકાંને હશે નહી તુંને કોઈ જગ.
ષરમ લાગેછે મને કેવાને લોક કહે એતોછે ઠગ,

## ચાલ.

એટલી વાત તુંને બશછે જાની,
એથી વધારે શું કહું તાની,
મોપરથી તારા ઉતરે પાની,
જે થઈ તે મારી નાદાની,

આવી બેશ તું બગલમાં મારા પકડી લે હવે મારો હાત,
અગર તું જોવા માંગે તો તુંને દેખાડી દેઊં હાતો હાત, ૪

વાત ખરી યા ખોટીછે તે જઈ કોઈ ડાહાને પુછ,
હશે તે જો ડાહો તો તુને દેખાડી દેશે નીચ ને ઊંચ,
ચોતલ પેરીને બેશ શાંભે ઉતાર તું બાપરની મુછ,
નર વચંન યા નારીછે તે જઈ તારા ઉશતાદને પુછ,

## ચાલ.

એટલી વાત હું કહુંછું હાલમાં,
મારૂં ક્યાંહાં વેર લપટીને શીયાલમાં,
માલ રહો નઈ હવે માલમા,
ફરક નથી આ દારાના ખીયાલમાં,

ફરીજો આવે દારાની શાંભે તો થાશે મુશકેલનો વાત,
અગર તું જોવા માગે તો તેને દેખાડી દેઉ હાતો હાત, ૫

———o———

ગુજરાતી—હલકાવોની હલકાઇ વીશે.

## ( રંગત ખડી. )

અકરમી કરમી ન થાએ જાએ હલકાની નહી કદી હલકાઈ,
વાંકાઈ શેકાઈ શલુકાઈ કરી કરી જાએ છલકાઈ,
તેમ હલકાને મલે માનતો તે જાએ અતી મન હરખાઈ,
ચોખાઈ ચાબાઈ ચતુરાઈ કરી કરી જાએ ઉભરાઈ,
એમ મુરખ ને મલે રાજતો મુકે ન તે નર મુરખાંઈ,
બાદશાઈ ફૂંકાઈ ફૂંકાઈ તોબી ન ગઈ મન ગુમરાઈ,
મલે નીચને ઊંચ મરતબો તોબી ન જાએ તેની નીચાઈ,
વાંકાઈ શેકાઈ શલુકાઈ કરી કરી જાએ છલકાઈ, ૧

મોને મીઠુ બોલે મીનંત્ર ના રહી મીનંત્રોમા મીંનતરાઈ,
લુચાઈ ડોંગાઈ બુરાઈ જગે જગે શઉ પંથરાઈ,
પુત્ર પીતાનું માને નહી લડી મરે કુટુંમ બેનો ભાઈ,
માહો માંહી શમાઈ લડાઈ કરે અદેખા અદેખાઈ,

કલી કાલમાં આંખ છતા થયા અધાં આવી ઝાંકાઈ,
વાંકાઈ શેકાઈ શલુકાઇ, કરી કરી જાએ છલકાઈ, ૨

ચુગલી ચાડી ચોરી લબાડી થઈ ખોટાનો ખોટાઈ,
અદકાઈ ઓછાઈ જુદાઈ રહી ઉડી ગઈ શાચાઈ,
કલી જુગમાં વેશીયાવો શતી થઈ પ્રતી વ્રતાવો રંડાઈ,
નકટાઈ નીંદાઈ ભુંડાઈ રહી ભડવાની ભડવાઈ,
મંનના હીના અકલના કોતા મુછ મરડી ચાલે મચકાઇ,
વાંકાઈ શેકાઈ શલુકાઈ કરી કરી જાએ છલકાઈ, ૩

જરીફ બંદાની પાશે રદ થઇ કવીઓની કવીતાઇ,
હરીફાઇ હીમતાઇ બડાઇ ના રહી કોઇની શરશાઇ,
બુરૂં ન કોઈ માનો ભાઇઓ મેં શરવે નશીયત ગાઇ,
નમનતાઇ નરમાઇ ભલાઇ રાખે નીત દાદાભાઇ,
મનીરામ કહે ઓછા અધુરાની ગઇ નહીં કદી અકડાઇ,
વાંકાઇ શેકાઇ શલુકાઇ કરી કરી જાએ છલકાઇ. ૪

———o———

ગુજરાતી—નશીયત શાનતદાર.

## ( રંગત ખડી. )

શેઠાઇ શરશાઇ શફાઇ તજી દો નર અભીમાની, તમે.
ઠકરાઇ હરીફાઇ તજી કરો ઇયાદ પાક ઇયઝદાની, તમે.
જીતાઇ માયા નહીં ભાઇ ભોગવશો ન જુવાની, તમે.
શાચાઇ દુનીઆ માંઇથી ગઇ શમજો નર ગીઆની, તમે.
હુકડાઇ હીમતાઇ બડાઇ કરતા ફરો નાદાની, તમે.
બદલાઇ શેકાઇ ન ભાઇ ચાલીયા ચાલ મશતાની તમે.
દાવાઇ દોંગાઇ લુચાઇ તજો ભજો નીરબાની, તમે.
ઠકરાઇ હરીફાઇ તજી કરો ઇયાદ પાક ઇયઝદાની, તમે. ૧

દાનાઇ નરમાઇ શીખીઆ અંગરેજી મુશલમાની, તમે.
ભાશાઇ ભાવાઇ ભુલાઇ બોલી ભુલીઆ હીંદવાની, તમે.

દુતિરાઇ અકડાઈ ફરીયા નહીં કદર કોઇની જાની, તમે.
ઉછલાઇ ઉભરાઇ ગયા આશા રાખી જીવવાની, તમે.
શલુકાઇ ચાબાઇ કરી ખોઇ અમથી વ્રેથ જીંદગાંની તમે.
ઠકરાઇ હરીફાઈ તજી કરો ઇયાદ પાક યજદાની તમે. ૨

તાતાઇ તુંનદાઈ તીખાઇ રહી કરી નુકશાની, તમે.
દુબાઈ ચતુરાઈ ભલાઈ ભુલ્યા વાત મરવાની, તમે.
નોધાઈ શઉ લખાઈ બદી તોયે શમજયા નહી અગનાયાની, તમે.
ચેતાઈ શમજાઈ ન મુગતી ઓલાવી જોત દીવાની, તમે.
લોપાઈ ધરમની વાત લુટાઈ તોયે થયા ધીયાની, તમે.
ઠકરાઈ હરીફાઈ તજી કરો ઇયાદ પાક યેજદાની, તમે. ૩

મચકાઈ અકડાઈ ન ચાલો શમજો આ દુનીયા ફાની, તમે.
નીચાઇ ઊંચાઈ ન જાણો જુવો વાટ તરવાની, તમે.
રાણાઈ કરો દાદાભાઈ કહે તો ગાવો શીફત તુરરાંની, તમે.
મુડદાઈ મોટાઈ રાખોતો બનો શરવના દાનો, તમે.
છેલાઈ છાટકાઈ તજો વાત મનીરાંમની માની, તમે.
ઠકરાઈ હરીફાઈ તજી કરો ઇયાદ પાક યેજદાની, તમે, ૪

———o———

ગુજરાતી—નશીયત (શશાનો દાવંગ) કેદબંદી.

## ( રંગત ખડી )

શદા તું ભજ દાતાને ભાઈ મની તું તજ થઈ રાંમનો દાશ,
શના જરી કરી શીફત તું તર મંન શા પુરણ કરશે અવીનાશ,
શખા ભાઈ બંદું શાથે નઈ આવશે જાશે એકલો ખાશ,
શવાબ કર થા પર ઉપકારી નેકીનો નહી જાએ ખવાશ,
શંમાં પ્રમાને બોલણ ચાલવું પેહેલે કરી મંનથી અજમાશ,
શકાએ બોલવું હર કોઇનું તો શાંફી એ કરીયે નહીં કંકાશ,
શરાગતો નહી ખોટી કરવી ગુજારવો કોઇપર ન તરાશ,
શના જરી કરી શીફત તું તર મંન શા પુરણ કરશે અવીનાશ, ૧

શલા ષુજરેગોની લેઈ પેહેલે પછી કામની કરવી તલાશ,
શપારશ ગરીબોની કરવી દીલાશો દઈ બેશાડી પાશ,
શભાહામાં જઈ વીચારી બોલવું કરવો બોધ મુખથી શતભાશ,
શચાઈ દાનાઈ જણાએ કાચાની વરતાએ કચાશ,
શફાઇથી વેચરઉ શુધ ફુલનજી થઈ નહીં જાઉ ફાશ,
શના જરી કરી શીફત તું તર મંનશા પુરણ કરશે અવીનાશ. ૨

શવાર શાંજ નહી ભુલ તું હરને રાખ તું એક મનથી અપવાશ,
શજાઈ શજ હર ભકતી પર તો અંતર ઘટમાં પડે ઉજાશ,
શતા શંપતી હીંયાં રહી જાશે ફીકી થાશે મોં પરની રતાશ,
શમાવશ દુખ શુખની કરવી ભકતીમાં રહી બારે માશ,
શયા કરો એક ગમને દીલમા જો હોય ધરણ કરવો શનીયાશ,
શના જરી કરી શીફત તું તર મંનશા પુરણ કરશે અવીનાશ. ૩

શરાપ કોઇને દેવો નહી જો લેવો હોય કદી ગામ ગરાશ,
શલા રાખવી નર હર જનથી વશરીને મન ભોગ વીલાશ,
શવાધીન મન કોઇને ન કરીએ રાખીએ નહી કોઇનો વીશવાશ,
શશાથી ઉડેછે કારીયો કહે દાદાભાઇ આખરમાં શાંશ,
શલાંમ લેઈ અરદેશર કહે મનીરાંમ થયો છે ખીંયાલ ખલાશ,
શના જરી કરી શીફત તું તર મનશા પુરણ કરશે અતીનાશ. ૪

———o———

ગુજરાતી—શાત દુખીયારીની વાત.

## ( રંગત ખડી. )

જલ ભરવાને ચાલી કુવા પર શાતો શાએલી બની ઠંની,
પોત પોતામાં દુખની વાતો કરવા લાગી શાતો જની,
પેહેલી શાએલી કહે બાઇઓ શમજો મારા દુખની વાત,
ગાંજા બાજ છે મારો પતી તે ગાંજો પીએ છે દાડો રાત,
દાડો રાત મલી કરીને ચલમ પીએછે એકશો શાત,
તંન મંન ફુંકી દીધુ ગાંજામાં મારો નથી કરતો શંગાત,
મનમાં આવે તેમ બકીઆ કરેછે હલાવેછે પોતાના હાત,

તેને જોઈ હું ઝુરીઆ કરૂં વળી રડી રડીને જોઉં પ્રભાત,
ધન છે એના માત પીતાને મારે કરમે એવો લખ્યીઓ ધની
પોત પોતામો દુખની વાતો કરવા લાગી શાતો જની. ૧

બીજી શાએલી કહે બાઇઓ ભંગેડી છે મારો ભરથાર,
શો શો લોટા ભાંગના પીવા જોઇએ તેને શાંજ શવાર,
ભાંગ પીઇને બકીઆ કરેછે હશીઆ કરેછે વારંમ વાર,
આખો દાડો ભાંગ પીએછે ધ્યાદ નથી કરતો ઘરબાર,
રાતના આવી શુઈ જાએ તે મારો નથી કરતો કાંઈ વીચાર,
કેમ કરીને દાડા કાડુ ધની છતાં શુંનો શનશાર,
આખી રાત બાઈ જાગીઆ કરૂંછુ ધની જોતો નથી મારી ભની,
પોત પોતામો દુખની વાતો કરવા લાગી શાતો જની. ૨

તીજી શાએલી કહે બાઈ મારો ધની ઘનો પીએ દારૂ,
આખો દાડો પીઠામાં દારૂ પીએ ખાએ ખાટું ખારૂં
રાતના આવી હુકમ ચલાવે તેને જોઇને બીહે મન મારૂ,
નશામાં ગાલો દઇને કહેછે બોલ રાંડ મોડુ તારૂં,
નવાબ જેવી વાતો કરે હું ઘડી ઘડી એને વારૂં,
પછી નશામાં શુઈ જાએ કાંઈ ફકર નથી મારે શારૂ,
દારૂ પી ને કરે કજીઓ જાએ ચોકીમાં તેની મને ચીંતા ઘની,
પોત પોતામો દુખની વાતો કરવા લાગી શાતો જની. ૩

ચોથી શાએલી કહે બાઈ અફીની ધની શાથે હું વરી,
બબે માશાની એક એક ગોલી ખાએ દીવશમા ફરી ફરી,
જેઆરે જોઇએ તેઆરે ધનીની નશામાં આંખો રેહે ભરી,
એવા ધની શાથે બાઇઓ મારા દાડા જાશે કેમ કરી,
રાતને દાડો ઝુપીઆ કરે તેને મારી ચીંતા નહી જરી,
ધીકાર મારા જીવવાપર હું જનમતી વખતે કેમ નહી મરી,
નાની ઉમર મારી બાલ જોવાની ગઈ કોયલા જેવી બનીં,
પોત પોતામો દુખની વાતો કરવા લાગી શાત જની, ૪

પાચમી શાએલી કહે બાઇઓ મારો ધનીછે જુગારી,
રાતને દાડો જઈ ફાલમાં શરવે ચીજ તેને હારી,
ધંન દોલત માલ મતા હારીયો ઘરમાં નથી કરશીયો થારી,

શો પચાશની ગણતી નહી તે ડાવ લગાડેછે ભારી,
મારવાડીની દુકાંને જઇને શર્વે ચીજ ગીરવી મારી,
કેમ કરીને દાડા કાડું ધની હાતી દાંતના વેપારી,
મને જનમ દુખીઆરી કરી દોલતની કાચી ફના ફની,
પોત પોતામો દુખની વાતો કરવા લાગી શાત જની, ૫

છઠીં શાએલી કહે બાઈ મારો ધની ઘેર નહી આવે છે,
રાતને દાડો તાલીમમાં જઈ લેજંમ પટા કરાવે છે,
દુધ મલાઈ હલવો આએછે દોશોને ખવરાવે છે,
રાતના શુવા જાએ તાલીમમાં મારો જીવ તરશાવે છે,
તેને જોઈ હું ઝુરીઆ કરું તે મને નહી બોલાવે છે,
હુંજો ધનીને બોલાવું તો ગાલો મને શંભરાવે છે,
મારી પાશે કોઇદી શુતો નહીં ખાઈ પીઇને ગયો લાલ બની,
પોત પોતામો દુખની વાતો કરવા લાગી શાત જની, ૬

શાતમી શાએલી કહે બાઈ મારો ધની રાખે મારેથી વેર,
મારી પાશે કોઇદી આવે ફરીયા કરે તે આખું શેર,
રંડીબાજીનો તેને શોખ તે પડી ખાએ રાંડોને ઘેર,
મંન ગંમતા રંગ ભોગ કરે, ને મને જોએ પાનીમા ઝેર,
જુવાંનો મારી ખીલી રહીછે જેમ ચડે શાગરની લેહેર,
પુરવે જનમ શું પાપ કીધું તે ધની જરા નહી રાખે મેહેર,
પેલે જનમનો વેરી ધની મને બોલ મારે બરછીની અની,
પોત પોતામો દુખની વાતો કરવા લાગી શાત જનો, ૭

પાની ભરી રડી વાતો કરીને પાછી ફરીયું શાતે નાર,
પુરવે જનમના પાપ હતા જેથી શાતોના એવા ભરથાર,
દાદાભાઈ ઉશતાદ અમારા અમને છે તેનો આધાર,
તેને જોઇને દુશમન અમારા જલી બલીને કરે વીચાર,
શાપુરજી એમ કરી કહે ગુજરાતી ખીયાલો છે એક હજાર,
ખરશેદજી નશરવાંનજી નવરોજ ગાશે મલી તનો દોશદાર,
મનીરામના ખીયાલ શમઝી ચીંતા દુશમનને થઈ ઘની,
પોત પોતામો દુખની વાતો કરવા લાગી શાત જની. ૮

——o——

ગુજરાતી--કલગીના જવાબ, આશકનો ગંમ, માશુકની જુદાઇ.

## ( રંગત ખડી—ચાલ જુની )

તારા ઇષકને કારન તજી મેતો દુનીયાદારી,
વીરેહે પ્રેમમાં વેયાકુલ થયો ગઈ મરી મતી મારી,
કોને જઇને કહું મારા દુખી દીલડાની કાહાની,
તારા વગર મારાપર કોન કરી શકે મેરબાની,
માલ મતા કરી ફના! તજીયાં મે શગા કુટંમ જાની,
નહી રાતના આવે ઊંઘ નઈ ભાવે અન પાની,
રાતને દાડો કહીયા કરૂછું હું પેયારી પેયારી,
વીરેહે પ્રેમમાં વેયાકુળ થયો ગઈ મરી મતી મારી, ૧

લીધો વેશ જોગીનો કીધો મે બુરો હાલ મારો,
પ્રેમનાં બંદનથી થાશે હવે કેયારે છુટકારો,
નશીબનાં આગલ ચાલે નહી ગુનીં જંનનો ચારો,
હવે જો આવે મોઓત તો આવે આ દુખનો આરો,
પેહેલેથી જાણી પ્રીત મે મીઠી હવે થઈ ખારી.
વીરેહે પ્રેમમાં વેયાકુળ થયો ગઈ મરી મતી મારી, ૨

ઝુરીઆ કરૂછુ જીઆરે ઇયાદ આવે આગલનો પેયાર,
પેહેલા પીયારના બદલામા પાછલથી મારીયો માર,
એવું જાનતે તો પીઆરના નહી થાતે અખતીઆર,
આગલ હશીઓ હું એટલો રડી પાછલથી થયો લાચાર,
પીયાર ગરાંનો હાર યાર દુખ દીધુ બહુ ભારી,
વીરેહે પ્રેમમાં વીઆકુળ થયો ગઈ મરી મતી મારી. ૩

જરીફ દાદાભાઈ કહે ના થાવો ઇષકમાં ખુવાર,
નવરોજી કાવશજીની નશીયત માનો હર વાર,
શેઠ ફરામજી પ્રેમચંદ દે છે નર નશીયત ચાર,
ચોરી ચાડી ઇષ્ક લબાડી કરવી ન કોઇથી યાર,
મનોરામ થયો ખુશી જોઈ જીવાની હુશીયારી,
વીરેહે પ્રેમમાં વીયાકુળ થયો ગઈ મરી મતી મારી ૩

——o——

## કજોડું.

ગુજરાતી—કલગીરનો ખેયાલ પર ખેયાલ-

### (રંગત ખડી–ચાલ જુની.)

બાલ કંથના દુખના કહાં વેર ઉચકી શકુ ભારા,
કહે શુંદર મે પુરવે જનમ શુ કરમ કીધા કારા,
પેહેલા એનો એવું જાનતે તો હું ખાઇને વીખ મરતે,
માત પીતાને શરમ ન આવી મારા વીવા કરતે,
ધન શામુ જોયુ ન હતે તો આ દુખ નહી ભરતે,
અરે એની કેમ મરી ન ગઈ હું ફેરા ચાર ફરતે,
દાડો રાત હું ઝુરીઆ કરૂં બાલ કંથના જોઈ ચારા,
કહે શુંદર મે પુરવે જનમ શું કરમ કીધાં કારા. ૧

શોલ વરશની મારી ઊંમર પતી બાલ નાદાન,
છોકરાવોને શાથે રમે જઈ કરે બહુ તોફાન,
જાએ નીશાલે ભાલે ન મુજને નથી ગેયાન કે શેયાન,
જોઇ જોઇને બાલ કંથને વાગે વ્રીહે ના બાન,
બાપની શાથે રાતે શુવે હું ગનીઆં કરૂ તારા,
કહે શુંદર મે પુરવે જનમ શું કરમ કીધાં કારા ૨

ભાવે નહી અન પાનો નીંદરા રાતે નહી આવે,
મારી બેન પનીઓમા જાઊં તો શહુ મને શરમાવે,
મારા દુખી દીલને કોન શખી પ્રેમથી શમજાવે,
કોન હશાવે કોન મનાવે કોન બાવા લાવે,
મોજ મઝા દુનીઆની શું તે જાણે નહી પીઉ મારા,
કહે શુંદર મે પુરવે જનમ શું કરમ કીધાં કારા. ૩

દાદાભાઈ કહે બાલ કંથ વાલી બહુ દુખીયારી,
મરી ગઈ વીખ ખાઈ માત પીતાને ધીક્કારી,
મરે તે વખત મા બાપોનો એક કઠન હાએ મારી,
પઇશો લઈ મને ભુલી ગયા દીધુ આ દુખ ભારી,
મનીરામ કહે એવા બાપમાં પઇશાના પીયારા,
કહે શુંદર મે પુરવે જનમ શું કરમ કીધાં કારા. ૪

## હીંદુશતાની—( નશીયત ) નનાનો અઠંગ.

## ( રંગત ખડી. )

નીરાકાર નરોતમ નીરંજન શચીદાનંદ નર મનમોહન,
નારાયન નર શંગ ખાતે નીત દધ માખન નંદકે નંદન,
નાદાની નહી કર તજ ગેયાની નવ જૌવાની ફાની તન,
નીંદા નર નારીકી નહી કર હર ચરનનમે કરતું નમન,
નાથા નાગજા કાલા ક્રીશનને નીરાશ કીયા નાગીનકા મન,
નન પનમે ખેલન નીત જાતે બન બનકી ઘેરે ગવલન,
નીધાન નંદકા કાન માન નર મીટ જાવે શબ જન્મ મરન,
નારાયન નર શંગ ખાતે નીત દધ માખન નંદકે નંદન. ૧

નાગર નટને નેયારી રચના રચી કરૂ ઉનકા બરનન,
નેયારી ધુન શુન બંનશીકી શખીયંનકે નીકશ મોહે તન મન,
નાકનમે લટકન પેના નથની કાનમે લાગી ઝલકન,
નગન ભઈ નીરલજ નાચનકો લગી પેન નએ અભુકપન,
નેનનમે પાની ભર લીના શુનકે નાદભઈ બેરાગન,
નારાયન નર શંગ ખાતે નીત દધ માખન નંદકે નંદન. ૨

નગરી તજ દીનરેન નીકશ ગઈ નાર નરબદાપે બંન ઠંન,
નદી નાલે નીરખાહે નીત નાહાતે નટવર નંદ કીશન,
નરહી તનમે જાન ધેયાન ભુલ મનકો કીના હય નીરધન,
નાતવાન હો વારે તન મન પ્રાન ધુન બનશી કારન,
નીધાન નંદકા કાન માન નર મીટ જાવે શબ જન્મ મરન,
નારાયન નરશંગ ખાતે નીત દધ માખન નંદકે નંદન. ૩

નુંનકા અઠંગ ગના પોયાના નહીતો જાના ગુની અદન,
નશરવાંન નવરોજ ગાએ નીરાલે નયે નયે છંદ નથુ લછમન,
નાનાભાઈ નોકર દારાકા નીષાન માને શનંત શજન,
નામ તું લે નીત નીરનજનોકા તુરા ગાના ગા ગુનીજન,
નઈ નઈ રંગત બનાવે નીત મનીરામ જીનોકા ક્રીષનપે મન,
નારાયન નરશંગ ખાતે નીત દધ માખન નંદકે નંદન, ૪

———o———

## હીંદુશતાની—અધર દુંદાવાલાની ઉપર.

## ( ખડી રંગત એઆલ. )

શરશ કરત હે લીલા શકી શંગ એલે રાશ નંદ લાલ, શરશ.
શરશ શરલીકી તાંન ગા રહે કાન આન કરે તાલ, શરશ.
શરશ તીરથ અનશઠ નરકરલે કટે કાલકી જાલ, શરશ.
શરશ કરનીકર નરતજ પાણી લેલે ગદાઈ હાલ, શરશ.
શરશ શાધના શંતકી રખતે આશન હરનકી ખાલ, શરશ.
શરશ નેકી કર જહાંકે અંદર ખડા તેરે શીર કાલ, શરશ.
શરશ હય રટના હર શંકરકી રટતે દીન દયાલ, શરશ.
શરશ શરલીકી તાંન ગા રહે કાન આન કરે તાલ. શરશ. ૧

શરશ હય લેહેરા રતના ગરકી ગંગાકા હય તાલ, શરશ.
શરશ રચાઈ રચના જલ પલ અકલકા રતન નીકાલ, શરશ.
શરશ દીએ જંગલકી ઘટા ઝહાં ચંદનકી હય છાલ, શરશ.
શરશ નાદ અંનહદકા ગરજે ઝંહાજ ચંગ કડતાલ, શરશ.
શરશ નચત હય નાચ ક્રીશનજી કાંધે જરકી શાલ, શરશ.
શરશ શરલીકી તાન ગા રહે કાન આન કરે તાલ, શરશ. ૨

શરશ ઝલક જંહાં અંદર ચંદ્રકી હંનંશકી એક હય ચાલ, શરશ.
શરશ બીજ અનાજ કે અંદર દેખ ચનેકી દાલ, શરશ.
શરશ રાજ રાનીકા અટલ હે લનડનકી ઘડીઆલ, શરશ.
શરશ તેગ હથીઆરકે અંદર ગેંદેકી હય ઢાલ, શરશ.
શરશ ગાનાં ગાએ નહી નર લગે ગેયાનકી નાલ, શરશ.
શરશ શરલીકી તાન ગા રહે કાન આન કરે તાલ, શરશ ૩

શરશ બાહેરી ધારાકી જેઇશી શાંચેકી ઢાલ, શરશ.
શરશ નીરંન જનકા ગાના ગા તરગએ કંઈ કંગાલ, શરશ.
શરશ ગા રહે છંદ નીરાલે ઝડ રહી હય ટક શાલ, શરશ.
શરશ આંગશે જલાયા લકડા નીકાલે હીરે લાલ, શરશ.
શરશ શીકંદર દંગલ અંદર ગાએ ખીયાલશે ખીઆલ, શરશ.
શરશ શરલીકી તાંન ગા રહે કાન આન કરે તાલ, શરશ. ૪

—o—

## હીંદુશતાની—કલગીના ખેયાલ પર ખેયાલ (દુખનો.)

## ( ખડી શંગત. )

દુખકા દીલમે ભરા મેમ્બેલ ઉપરશે બતાતે ધો ધો કર,
જનમ લીયા નહી ભજન કીઆ ઓ દીઆ શુખ શબ શો શોકર,
જે કોઇ જનમાં નર વો શુખ દુખ શંગ લેકે આયા પીયારે,
જીનનો પરો હેવાં કેયા ઇંનશાં કેયા અદનાં કેયા શરદારે,
ઇંદ્રરભી દુખીયા ચંદ્રભી દુખીયા દુખીયે હય નવ લખ તારે,
દુખીયે શુરજ આકાશ ધરતી કે દુખકા નહી શુમારે,
બ્રમાકો દુખ શીવકો દુખ બીષનુને શહા દુખ કંઇ બારે,
દરીયા દુખીયા જલચર દુખીયે બનચર દુખીયે હય શારે.

### ચાલ.

દુખીયે બશુ દેવ દેવકી પડે કૈદ ખાંને,
જીનકે છે બાલક મારેથે કંનશા ને,
હરી ચંદ્ર તારા રોહી દાશ ફીરે બન મેયાંને,
ખીકાએ ભંગી કે ઘર જદ મીલે ભગવાને.

દુખીયે પ્રાચતી ઢોંગી સોંગી ઊંમ્ર ગુમાતે રો રો કર,
જનમ લીયા નહી ભજન કીયા ઓ દીઆ શુખ શબ શો શોકર. ૧

રાજાકે માહારાજા દુખી જીનકી દુખી રઇઅત શારી,
શાધુ શંત પંડીતભી દુખીએ શહેતે દુખ કંઇ તપ ધારી.
ઝાડભી દુખીયાં પથર દુખીયા મીઠીકો દુખ હય ભારી,
જવાંન દુખીયા બાલક દુખીયા બુડેકો દુખ અદ કારી,
દુખીએ દરશત કૌવશલલીયા રાંમ લખંન દુખી શીતા નારી,
રાવંન શરીકા હો ગયા દુખીયા જીનપે પ્રશંન જટા ધારી,

### ચાલ.

દુખીયે પાંચ પાંદવ છઠી ધ્રોપતી નારી,
જીને દોલત ગમાંકે ઓરત તક ભી હારી,
શહા દુખ નલ દમીયંનતી ને તનભારી,
ફીરે બંન બંનમે દોઉ ભુખે શહી લાચારી,

પાહા અમીર પેલવાંન મરે કંઇ લાઓ દુખીયે હો હો કર,
જનમ લીયા નહી ભજન કીઆ ઓ દીઆ શુખ શબ શો શોકર. ૨

કીશીકો દુખ હય રાજ પાટકા કીશીકો દુખ માલો જરકા,
કીશીકો દુખ હય ઔરતકા ઔર કીશીકો દુખ હયગા બરકા,
કીશીકો દુખ હય ઓરોંકા ઔર કીશીકો દુખ હોગા ઘરકા,
કીશીકો દુખ હય ધંધેકા ઔર કીશીકો ઈલ્મ હુનરકા,
કીશીકો દુખ હય ગહેનેકા ઔર કીશીકો દુખ હય બશતરકા,
કીશીકો દુખ હય તન કાયાકા કીશીકો દુખ હય પુતરકા,

## ચાલ.

હય કીશીકો દુખ પીતાકા ઔર માતાકા,
હય કીશીકો દુખ બહેનાકા ઔર ભ્રાતા કા,
હય કીશીકો દુખ દોસ્તોંકા કુટંમ નાતાકા,
હય કીશીકો દુખ દુષમંનકે કરંન બાતાકા,

કીશીકો દુખ ખેતી બાડીકા મરતે બીજ કો બો બો કર,
જનમ લીઆ નહી ભજન કીયા ખો દીયા શુખ શબ શો શો કર. ૩

કોઈ હય અંધા કોઇ હય બહેરા કોઈ હય ગુંગા ભાઈ,
કોઈ રગત પીતીયા કોઇ લંગડા કોઈ કે બાલ નહીં શીર માહાંઈ,
કોઈ કા દુખતા શીર નાક ઔર આંખોમે લાલી છાઈ,
કોઈકા દુખતા હાડ આવે તપ કોઇ કે તનમે હએ બાઈ,
કોઇ કો હલટી કોઇકો ઝાડા કોઇને પટી લગવાઈ,
અનેક તરાંકે શહેતા દુખ તંન અશર શુખકી નહી પાઈ,

## ચાલ.

કોઇકો હય શરદી કોઇકો હય ગરમી,
કોઇકો દુખ તેજીકા કોઇકો નરમી,
એકશા શહેતે દુખ કેયા પાપી કેયા ધરમી,
હમેશાં શહેતે હય દુખ જગમે કુડ કરમી,

કીશીકો દુખ માષુકકા ફીરતે બનમે ચેનકો ખો ખોકર,
જનમ લીયા નહી ભજન કીયા ખો દીયા શુખ શબ શો શો કર. ૪

શુખ આહો તન કાયાકા તો ભજલો નર હરી હરકા નામ,
જંહાંતક જીઓ વહાં તક મીલે શુખ અંત મુકતહો આતમ રાંમ,
અનેક ભગતકો દેતે હંય શુખ યેશે દાતા શુંદર ષામ,
દાદાભાઈ ઉશતાદ હમારે પીએ હંય શુખ ઇંમસ્તકા જામ,
રામ ભજન ખીન દુખ પાવેગી કાયા શબકી શુભહો ષામ,
નવરોજજી જીવાજી કહે ગાઓ ગુન હરીકે શુધરે કામ,

**ચાલ.**

એક હજાર નવશે એકતાલીશકા શંને,
જેઠ શુદ પંચમી શોમવારકા દંને,
શામકે બજેતે ચાર શુનો ગાવંને,
ઉશ વખ્ત બનાયા ખીયાલ કીયા રૌશંનને,

મનીરામ મુકૃતેલા હુવા હય મોહોનો મુરતપર મોહો મોહોહર,
જનમ લીયા નહી ભજન કીયા ખો દીયા શુખ શબ શો શો કર. ૫

—o—

## હીંદુસ્તાંની—(કલગીના ખેયાલપર ખેયાલ) ફકીરીનો જવાબ.

## ( રંગત ખડી· )

ભુખો મરને લગે ઉશ લીએ પયેની કફની ફકીરોંકી,
ઘર ઘર માગંન જાઈ હોએ જદ પેટ ભરાઈ અધીરોંકી,
માગંન જાવે અલક જગાવે ટેર લગાવે પીરોંકી,
જાહેરમે ફાકા કરતે ગુપ્તમે પતલ ભરે શીરોંકી,
શુકા ટુકડા મંગ ખાવે પીવે તુમડી ભર નીરોંકી,
તીશપે તુંમ કહેતે હો શાંઇકો નહી પરવા હય અમીરોકી,
બાહારકા આવે વોઇ ખાવે કબડી ન ખરચે ગીરોંકી,
ઘર ઘર માગન જાઇ હોએ જદ પેટ ભરાઇ અીંધરોંકી. ૧

થોડી શી શીખલી કોઇશે તુમને શાંધના ખીરોંકી,
જટા બડાઇ બને ગોંશાઇ તલપ કરે જાગીરોંકી,
તીન પેહેરશે મુરતી પુંજે જાએ કે હર મંદીરોકી,
જોઇ મન ભાવે વોહી ચુરાવે મુરતી લાલ ઔાર હીરોંકી,
બડી બડી બાંતે ષહા હોંકી કરે ખબર ન વજીરોંકી,
ઘર ઘર માગન જાઇ હોએ જદ પેટ ભરાઇ અધીરોંકી. ૨

લગાવે તનપે ખાક કમરમે ગીરે હે પડી જનજીરોંકી,
શુકા તુકડા તક મીલે નહી પન ઓશાયશ રખતે ખીરોંકી,
ચેલે કરને લગે શખીકો બાત શુનાં બાહીરોંકી.
કાન ફાડ ઝોલી ખપરદે હાલત કરે અશીરોંકી,
ગાંજા ભાંગ શુકા પીકે કી ખરાબી ખુબ શરીરોંકી,
ઘર•ઘર માંગન જાઇ હોએ જદ પેટ ભરાઇ અધીરોંકી. ૩

જો કુચ લીખી બદી વો આવે પેષબાત તકદીરોંકી,
તકદીરોં કે આગે ચલતી તાશીર નહી તતબીરોંકી,
બંદા ઐાર જરીફ કહે એ નશીયત દારા મીરોંકી,
જેએશા દેના વએશા લેના એહી કહેંની નજીરોંકી,
મનીરામ કહે શોબત કરના નહી એશે બે પીરોંકી.
ઘર ઘર માંગન જાઇ હોએ જદ પેત ભરાઇ અધીરોંકી. ૪

——o——

હીંદુશતાની—કલગીરના ખેયાલપર ખેયાલ.

## (રંગત ખડી.)

### ( તુરાની તારીફ.)

અજર અમર અબનાશી તુરા હે ચીત ચૈયતન દરશાવેગા,
પડા રહેગા લાલખંબ તેરે જમકો બાંધ લે જાવેગા,
ભરમ જાલમે પડા તુ આકે કહાં નીરનજન પાવેગા,
ધુંધ કારકે બીચ બીરાજે કેયેશા તુજે નજર આવેગા,
તુરા નીરનજન અલક આપ ઓં હંગકાર શબકે મન ભાવેગા,
ઉશે દેખને જો ચાહે વો કદી ન ધેશત ખાવેગા,
બીના હોકમ નહી આવે જમ દેખ કંમ તાકાત હો જાવેગા,
પડા રહેગા લાલખંબ તેરે જમકો બાંધ લે જાવેગા. ૧

રોમ રોમમે અલક નોરનજન તુરા નામ શત આવેગા,
અલક નીરંનજંન તુરા વોહી કોઇ શુનકે ધેયાન ચીત લાવેગા,
શત શંગત બીન અરથ ન શમજે શબ્દશે માર ગીરાવેગા,
ગુરૂ કરે શો ગેયાનકો પાવે નુગરા શુન પશતાવેગા,

લાલખંબશે નહી બાંધા જાવે તુજે અધર બીચ લટકાવેગા,
પડા રહેગા લાલખંબ તેરે જમકો બાંધ લે જાવેગા. ૨

અલક્ નીરંજન વોહી તુરા અંધેકો કયા નજર આવેગા,
તુરા નીરંનજંન અગમ અગોચર તીનો ગુન થીર કાવેગા,
ઉન તીનો ગુનશે તું દેખલે લેહેર લેહેર લેરાવેગા,
નીરાકાર નીરધાર તુરા વો આપી આપ કહે લાવેગા,
જો નીંદા તુરેકી કરે પડે કીડે શીશકતા જાવેગા,
પડા રહેગા લાલખંબ તેરે જમકો બાંધ લે જાવેગા. ૩

તુકન અમેલગીર શીવ પ્રશાદ કહે જો તુરેકો ધેયાવેગા,
ધેયાવેગા શો પાવેગા મુરખ મનમે ષરમાવેગા,
રતનગીર એઉં કહે મીર તેરાતો જુવાબ પોંચાવેગા,
નએ નએ રંગત તુમ નીકાલો કહેકે ચંગ ખડ કાવેગા,
દાદાભાઇ નીત લીએ ખીયાલ ગીયાનોમે તુમે ફસાવેગા,
પડા રહેગા લાલખંબ તેરે જમકો બાંધ લે જાવેગા. ૪

# રંગત મારીજાન.

ગુજરાતી—પરવરદેગારની તારીફ.

## રંગત મારીજાન.

કર મેહેર મારાપર દયાનંદ આનંદ તું,
મારીજાન=મને બશ તારો છે આધાર,
દયા કરીને શરવે શંકટો મારાં કરજે પાર,
કર શાફ મનશની રાખ એકીદો તેપર,
મારીજાન=કોઈ શંકટમાં, આવે કામ,
હર આફત મુષકીલમા લેજે તે શાહેબનું નામ,

છે નામ જબાંપર તે શાહેબનુ જેના,
મારીજાન=કદીના રેહેશે તે બેફામ,
આહે ઝેરનુ આપો પીઆલું તે થાએ અમરતનુ જામ.

### ચાલ.

શાફ મનશની રાખે જે ઈનશાને,
તે કદી ન ભુલો થઈ ફરે બે ભાને,
હર આફતમા મુષકેલ થાશે આશાને,
મારીજાન=તુંતોછે જગનો પાલન હાર,
દયા કરીને શરવે શંકટો મારા કરજે પાર. ૧

આ રંજ ગંજમાં શઉનો શાથી તું છે,
મારીજાન=નામપર શઉ તારા તડપે,
જે પર રહેમની નજર કરે તે પેહેલા આવી ઝડપે,
છે નામથી તારા બીલકુલ જે અનજાણો,
મારીજાન=તેનાપર જોષમાં તુ કડપે,
નાબુદ કરે આ દુનીયાથી લેઇ ઝાનમમાં દડપે,

### ચાલ.

જે કરે ઇબાદદ તારેથી ઝઘડીને,
તે કરે હમેશાં મોજ ખુબ રગડીને,
દુનીયાની મોજથી બેઠો જે બગડીને.

મારીજાન=નામપર તારા થઈ નીરા ધાર
દયા કરીને શરવે શંકટો મારાં કરજે પાર. ૨

હું ગુનેગાર બંદો છુ તારો જાની,
મારીજાન=કીધાછે હુંએ ઘના હવે પાપ,
ફરજંદ શમજીને મને માફ કર=હવે તું મારા બાપ,
કયામતના વખ્તનો ધોકો દીલમા મારા.
મારીજાન=ગુનેગારોને વલગે શાંપ,
તેથી દયા કર તું મારાપર મારા પાપ તું કાપ.

**ચાલ.**

આ શરવે ગુનાનો કરૂછુ હું તોબા,
એ ગુનાહોના દીલમાછે મારા ગોબા,
ક્યાંમતના દાડામા દેશે ઓદાવંદ ચોબા,

મારીજાન=હુંતો બંદોછું ગુનાહાગાર,
દયા કરીને શરવે શંકોટા મારાં કરજે પાર. ૩

કર ખામોષ જબાંને ધર કદમ તારો બંદગીમા,
મારીજાન=જરીફ એમ શઉને શમઝાવે,
કરો કામ રૂડા નેકીના શરવેને મન ભાવે,
છે એક ઇબાદત લાઓ આફતથી બેહેતર,
મારીજાન=ચાહે કોઇ કરીને અજમાવે,
કરે બંદગી દારા રોજ દુષમનને તરશાવે,

**ચાલ.**

કહે મનીરામ આધીન શમઝ નર ગેયાની,
જેપર શાહેબની હોએ ખરી મેરબાની,
અરદેશર મારો લખે ખીયાલ હક કાની,

મારીજાન=કરો બંદગી માનો ઉપકાર,
દયા કરીને શરવે શંકોટા મારાં કરજે પાર. ૪

———o———

ગુજરાતી—(ક્રીસ્નજીની તારીફ) ભગત્ત માલ.

## ( રંગત મારીજાન. )

શ્રી જગજીવંન મનમોહન મેનોહર પીયારા
મારાજ=દીન બંદુછો મુકંદ મોરાર,
શીવ કરતા દુખ કરતા તમો શંતોના શરજનહાર,
શોવાંમી શકતીના અંતર જામી તમોહર
મારાજ=દયા નોધ દામોદર દાતાર,
શુંદરષામ કીશોર તમારી લીલા અપરંમપાર,

શીવ શંકાદીક ભજે તમને તમે ભજો હરને
મારાજ=દુષ્ટ દઇતોને મારીયા માર,
શરનાગત ભગતોને રાખી તમે ઉતારો પાર,

**ચાલ.**

તમે બાલપનામા માશી પુતના મારી,
તંમ ચરનના રજથી તરી અહીલા નારો,
તમે લજા રાખી ધ્રૌપતીની ચીર વધારો,
તમે કરી કરૂણા નારી ગુણકા તારો.

માહારાજ=દાશ ભગતોનો શાર્મે કરનાર,
શીધ કરતા દુખ હરતા તમો શંતોના શરજનહાર. ૧

મારી કનંશને માત પીતાના બંનદન તોડીઆ,
માહારાજ=ઉતારીયો ભું ભુંમીનો ભાર,
મારકંદ નરશી મેહેતા પર ક્રીપા કરી કરતાર.
મોશાલુ કુવરબાઇનુ કીધુ તમે આવી,
માહારાજ=આપીયો શઉ શાજ થઈ શાહુકાર,
મોહો પાંમીયા જોઈ લીલા તમારી શઉ તે કુટંમ પરીવાર,

**ચાલ.**

તમે છેદી તાડ એક બાંણથી વાલી મારયો,
તમે હીતબંદુ શુગરીવ ને ભએથી ઉગારયો,
તમે શોંપી રાજ વીભીષણને રાંવણ શાહારયો,
તમે અજામેલ શુરદાશ ભગતને તારયો,

માહારાજ=દયાના દાની તમો દીલદાર,
શીધ કરતા દુખ હરતા તમો શંતોના શરજનહાર. ૨

કમલા પત હરી હરીચંદ્રનુ રાખીઊં શતજી,
માહારાજ=કરી ભગતી તરેયા ભકત હજાર,
કરૂણા કરી પેલાદ ઉપર લીધો નરશંગ અવતાર,
કબીર વાલમીક તુલશીદાશને તારેયા,
માહારાજ=કશાઈ શંજન તરેઓ નીરધાર,
કાલો નાગ નાથીને કશન નીકલેયા જમનાંનીબાર.

**ચાલ.**

તમે શીવ શાર રૂપ ધારયું પારવતીનુ,
તમે નવ લખ્ય જન તારીઆ શત રાખી શતીનું,
તમે રાખીઊ માન હનમાનજી બીર જતીનું.
તમે ગીયાંન આપ્યું ભગતોને શુધ મતીનુ,

માહારાજ=દયાના દાનો તમો દીલદાર,
શીધ કરતા દુખ્ય હરતા તમો શંતોના શરજનહાર. ૩

પરમાંનંદ બાલ મુંકંદ ધણી ધરણી ધર,
માહારાજ=પ્રભુ પૃથવીના પાલન હાર,
પુરો હીત હર દાદાભાઇને દીયો દરશ એક વાર,
પરશોતમ પ્રેમી હરી હર પર દુખ્ય હરણંમ,
માહારાજ=પરી પ્રેમ મમ હીત પ્રાણ આધાર,
પ્રેમચંદ મતીમંદ શાહે તેની કરજો શવરગને દુવાર.

**ચાલ.**

તમે ત્રીભોવન નાથ કરપા કાનજી પર કરજો,
તમે ભાનજી પાશે શુભ વાણી ઓચરજો,
તમે હાત અરદેશરનો અંતમા ધરજો,
તમે મોરાર પરશોતમના દુખ્યને હરજો.

માહારાજ=દ્રશન મનીરામને દીઓ કીરતાર,
શીધ કરતા દુખ્ય હરતા તમો શંતોના શરજનહાર. ૪

—o—

ગુજરાતી—કજોડું.

**( રંગત મારીજાન. )**

તમે બાળપણામા પરનાવી કજોડાં શાતે,
મારોજાન=તેથી હું બળું છું દાડો રાત,
હવે ષરમ છોડીને માતા કહું છું શરવે વાત,
લે વાત મારી પેલથી તું શાંભળ,

મારીજાન=હતી હું ધની નાદાન,
આ બાળપનામા રમવા વગર બીજું હતું નહી ધીયાન,
હું ભર જોબનમાં જીયારે માયજી આવી,
મારીજાન=જોયો મારો ધણી ઘનો બેભાન,
તેયારથી મારા કલેજાં અંદર વાગે વીરહેના બાંન,

**ચાલ.**

હું રડી બડીને દાડા પોતાના કારૂં,
આ દુખ જોઇને હાત માથાપર મારૂં,
આ મા બાપે કંઈ નથી કીધું મારૂં શારૂં,
લોકોના જોઇ પોતાના જીવને બારૂં,

મારીજાન=રડું બેશીને હું એકાંત,
હવે પરમ છોડીને માતા કહુંછું દુખની વાત, ૧

મારી ઊંમર વીશની ધની શાંભળો દશનો,
મારીજાન=જોઇ શું મને તે પરનાવી,
કજોડું મારૂં જોઈ માતા તને લાજ નહીં આવી,
શું પઇશા જોઇને મગન થઈ ગયા તમે,
મારોજાન=દીધી દરીયામા ઝોકાવી,
આ પઇશા જોઇને તમે મારા પર ગયાછો ફાવી,

**ચાલ.**

આ જીંદગીના દાડા મારા કેમ કરી જાશે,
હું થઇશ ઘરડી તેયારે જુવાંન એ થાશે,
એટલામા કમર મારી ઝોકા ખાશે,
પછી શું કરવા એ આવે મારી પાશે,

મારીજાન=જાનીજોઈ તમે કીધો મારો ઘાત,
હવે પરમ છોડીને માતા કહુંછું દુખની વાત. ૨

આ શરવે દુખની વાત કહુંછુ તમુને,
મારીજાન=હવે કંઇ વાંક નથી મારો,
રોજ થાયને રડી બડીને કાડુછુ દારો,

જીંદગીના દાહાડા પુરા થઇ ચુકયા મારા,
મારીજાન=રહયો નહી હવે કંઇ ચારો,
મોત મારૂ મોકલ ખોદાવંદ થાએ છુટકારો,

**ચાલ.**

જીંદગીમાં મારૂ હવે રહયુ નહી કોઇ,
આ દુખમા નાંખી મને જાની જોઇ,
આ શરવે જીંદગી મારો અકારત ખોઇ,
બેઠી છુ હવે હું હાત પોતાના ધોઇ.

મારીજાન=ગુજરે મારી પાહાડ જેવી રાત,
હવે ષરમ છોડીને માતા કહુછુ દુખની વાત. ૩

હું બંદો ગુનેગાર છું બંદાનો,
મારીજાન=પ્રભુ તું રાખજે મારી લાજ,
જરીફનો છુ ગુલામ દીલથી તે છે શરનો તાજ,
હર વખ્ત દયાની નજર રાખ દારા પર,
મારીજાન=ન કર તું કોઇનો મોતાજ,
દયા રાખજે આ દારા પર હવે તું માહારાજ.

**ચાલ.**

હું તનો બંદનથી ગુનેગાર છું તારો,
તું દયા કરીને માફ ગુના કર મારો,
આ દુનીયામાં હવે નથી રહો કઇ ચારો,
હું અદના છું એક ગરીબ ઘણો બીચારો.

મારીજાન=કહુછું જોડી બંને હાત,
હવે ષરમ છોડીને માતા કહુંછુ દુખની વાત. ૪

——o——

ગુજરાતી—તારીફ ખુદાની.

**( રંગત મારીજાન. )** હુકાની.

છે ખુદા આશરો મને ફકત એક તારો,
મારીજાન=મારો તો તુંજ છે મદતગાર.

આહે માર જીવાર ઈયાર તારો હું તાબેદાર,
દીલ દરીઆમાં મારા તું વશેછે દીલબર,
મારીજાન=ઝુકાઊં તુને હમેષા શર
મુરાદ મારા મનની માલક જલદી લાવજે બર,
આ મારી જબામા નામ છે વાહાલા તારૂ,
મારીજાન=રાખજે શદા તું રેહેમ નજર,
તારી દયા જો હોશે તો હુ તરીશ ભવશાગર.

## ચાલ.

હરદમ હું વાહાલા તુને ઈયાદ કરૂછુ
હુ પાપ કરેથી દીલમા બહુ ડરૂછુ
હર ઘડી ઘડી હુ તારૂ ધેયાન ધરૂછુ,
હું તુને જોવાને ઈહાં તાંહાં ફરૂછું.

મારીજાન=નમુછુ તુને શદા દાતાર,
આહે માર જીવાર ઈયાર તારો હું તાબેદાર. ૧

આ બેહુ જાહાંનમાં તારી ઝલક છે ભારી,
મારીજાન=નમેછે તુંને હરએક ઈનશાન,
જે કોઈ તુને શમજે છે ભુલતા તથી તેવો ગુનવાન,
રોશન છે તારૂ નામ ઓ માલક મારા,
મારીજાન=શઊનુ તુંજ કરે કલીયાન,
પાર નથી તારી કુદરતનો ઓ મારા યજદાન.

## ચાલ.

તું જે કંઈ કરે તે થઈ જાએ એક પલમાં
તુ ઘટ ઘટમા પરઘટ વશતી જંગલમા,
તું વશછે જલચર વનચરમા જલ થલમા,
તું પોતે એક અનચલ લાખો અનચલમા

મારીજાન=હું તુને ભુલુ ન પાલન હાર,
આહે માર જીવાર ઈયાર તારો હું તાબેદાર. ૨

હું ઈહાંવાહા ભટકુછુ ઈયાદમા તારી,
મારીજાન=ફીદા કીધુ તારા પર મન,

મેહેર કરીને હવે મેહેરબાં થઈ જા તુ પરશન,
તુ થાએ મેહેરબાં અગર કદી મારા પર,
મારીજાન=તો મને લાગે ના નડે વીગન,
એક વીગનમા કશુ નહીં એવો તું કષ્ટ હરન.

ચાલ.

તું દયાનો દાતા દીલભર શર છતર છે,
ષાહા ગદા અમીર પેલવાનોને તારોડર છે,
તારા તાબામાં જીવજંત હર નર છે,
બહુ મેહેર મેહેર તારી મારા ઉપર છે.

મારીજાન=પાલેછે તું શગલો શનશાર,
આહે માર જીવાર ઈયાર હું તારો તાબેદાર. ૩

હું જેટલી કરૂ તારીફ એટલી બશ થોડી,
મારીજાન=શીફત નહીં થાય તારી લગાર,
જેને કરીછે તારી શીફત તેને ખાધી છે હાર,
કંઈ રૂશી મુની ગુની પંડીત મરી ગયા ગયાંની,
મરીજાન=ન પાંમ્યાં તે બી કોઈ વીશતાર,
જાંહાં જોઇએ તાંહાં તારી કુદરત નજર પડે કીરતાર.

ચાલ.

આ બેઉ જાહાંનમા તારી બાદશાઇ છે,
હરએક જગોમા તારી રૂશનાઇ છે,
ઉશતાદ ખરો મારો દાદાભાઇ છે,
મનીરાંમની મદતમાં જાદવરાઇ છે.
મારી જાન=ઉતારો અરદેશરને પાર,
આહે માર જીવાર ઇયાર તારો હું તાબેદાર. ૪

———o———

ગુજરાતી (નશીયત)—માતાનુ વરણન.

(રંગત મારીજાન.)

મરો કાકા મામા ઇશતરી ને માશા માશી,
મારીજાન=મરો કદી ભાઈ બેનને તાત.

પણ શઉથી વાહાલી આ દુનીયામાં મરે ન કોઈની માત,
જેનીએ લાખો માંનતા કરી પુત્રને શારૂ,
મારીજાન=ગઇ તે મસીદ મંદર માં
લાખો તીરથ વરત કીધા લઈ દીધા દાન કરમા,
કરી મેહેર હરી જો આપે પુત્ર ફુલ તેને,
મારીજાન=તો ખુશી થઈ બેશે ધરમા,
લાખ જતનથી નવ મહીના શુધી રાખ્યો ઉદરમા.

## ચાલ.

અતી દુખ વેઠીને પછી જન્મ મને આપ્યો,
મને જોઇને માના મનમાં હરખ બહુ વાધ્યો,
લઈ હરખ પ્રેમથી મને એ રૂદીયે ચાપ્યો,

મારીજાન=દુધ પાઇયું દાબી છાતી શાત,
પણ શઉથી વાહાલી આ દુનીઆમાં મરે ન કોઇની માત. ૧

બેશાડી ગોદમાં મને તે જોયા કરતી,
મારીજાન=પ્રેમથી માતા ધવરાવે,
લઈ આરામા ખવરાવે જે મારે મન ભાવે,
હું બાલ હટ લઇને જો કદી રીશાઊ,
મારીજાન=લાડથી માતા શમજાવે,
રોતો મને કદી જોયતો વારેધડીએ ફોશલાવે.

## ચાલ.

મને મોટો કીવો ખવરાવી ધવરાવી,
મેં પાણી માગીયું માતાએ આપ્યું દુધ લાવી,
મારૂ ગયુ બાલપણુ હવે જુવાની આવી.

મારીજાન=જાણવા લાગો શઉ રીતભાત,
અરે શઉથી વાહાલી આ દુનીઆમાં મરે ન કોઈની માત. ૨

હું થયો જુવાન તોયે એવોજ પ્રેમ મારાપર,
મારીજાન=માત તારા ગુણને કેમ વીશરાયે,
શેષના જેટલી થાયે જીભીયા તોબી નહી વખણાયે,
લોકોનુ દલનુદરીને મને ઉછેરયો,

મારીજાન=શીખાડી વીદીયા હુનર કલાયે,
પ્રાંનથી વધારે મને તું ચાહાતીતી મારી માયે.

**ચાલ.**

પુત્રપર માતનુ હેત હમેશા એઉ,
જેમ પાણીપર માછલીનુછે હેત તેઉ,
મા વગરનુ બચુ ફરે પશુના જેઉ,

મારીજાન=માના ગુણ ભુલે તે કમજાત,
અરે શઉથી વાહાલી આ દુનીયામા મરો ન કોઈની માત. ૩

આ શમાના બાલક જુવાન થાએ જીયારે,
મારીજાન=રાખે તે સ્ત્રી ઉપર પીયાર,
માને ઘણુ દુખ દીયે ન દીયે દુખ નારીને લગાર,
ગાલો દીયે માને વલી મારવા ચાહે,
મારીજાન=છે તેવા નર ઉપર ધીકાર,
કદી માત નહી હોતેતો તમે જોતે કેમ શનશાર.

**ચાલ.**

જેનીયે લાખો આફત એચી તમારા શારૂ,
કહે જરીફ માને હમેશ બચું પીયારૂં,
કહે દાદાભાઈ મા વગરનુ બધુ નકારૂં.

મારીજાન=મનીરાંમ કહેછે શાચી વાત,
અરે શઉથી વાહાલી આ દુનીયામા મરો ન કોઈની માત. ૪

—o—

ગુજરાતી—(ભાઇ બેન વીશે.) (પઇશા શારૂ થઇ ભાઇની ખરાબી.)

**( રંગત મારીજાન. )**

આ પઇશા એટા કરે જીવની હાની,
મારીજાન=કાન દઈ શમજો કહુ એક વાત,
પઇશા શારૂ પાપણી બેને કીધો ભાઇનો ઘાત,
તે પાપણી બેનનો હતો શગો ભાઈ વાહાલો,

મારીજાન=બાહારથી કમાઈ જર લાવ્યો,
દુર દેશાવરથી મલવાને બેનને ઘેર આવ્યો,
આવી મલી બેનને બોહોર પાંચ દીધી,
મારીજાન=ભાઇને માનથી બોલાવ્યો,
શારી રશોઈ કરી જમાડી ભાઇને શુવરાવ્યો.

**ચાલ.**

શુતો ભાઈ રાત થઈ અરધી ઉઠી પછી નારી,
કહે શવાંમીનાથ મારા ભાઇને નાખો મારી,
પછી દોલત આવે આપણા ઘરમા શારી,
શમજીને વાત નર વીચાર કરેછે ભારી,

મારીજાન=ધ્રુજવા લાગા તેના પગ હાત,
પઇશા શારૂ પાપણી બેને કીધો ભાઇનો ઘાત. ૧

પછી ઘડી ઘડી શવાંમીને કેહેવા લાગી,
મારીજાન=હું નહી મારૂ કહે ભરથાર,
પછી કમર કશી થઈ તયાર તેને જરા ન લાગી વાર,
જઈ ભાઇની છાતીપર ચડીને બેઠી,
મારીજાન=ફેરવી ગલા ઉપર તલવાર,
જરા દયા નહી આવી કીધો તેને શગા ભાઇને ઠાર.

**ચાલ.**

બકરાને જેવી નાંખી ગરદન છાંટી,
પછી કોઠી નીચે મુકીયો ભાઇને દાટી,
ઉપર નાખ્યા કાંકરા ફેરવી માટી,
થઈ શવાર જીયારે શુરજની કનીયું ફાટી.

મારીજાન=વીતી ગઈ રાત થઈ પરભાત,
પઇશા શારૂ પાપણી બેને કીધો ભાઇનો ઘાત. ૨

તે બીજે દીવશે ગયો શપનામા બઇરીના,
મારીજાન=કહી બીના શઉ વીશતારી,
કોઠી નીચે દાટાયોછે મને મારી શગી બેને મારી,

તેની ખબરી ગઈ પછી જલદી રાજા પાશે,
મારીજાન=રાજાને કહી વાત શારી,
પાપનો ઘડો ફુટી ગયો ચરચા થઇ ગઈ ભારી.

### ચાલ.

રાજાયે શીપાઇયો દીધા તરત મોકલાવી,
તે તકશીરવાન ઓરતને પકડી મંગાવી,
તેના ભાઇને કાહાડીયો જલદી ખાડો ઓદાવી,
શઉ મુદો લઇને ઉભા રાજા કને આવી.

મારીજાન=જોવાને મલી તીયાં હરએક જાત,
પઇશા શારૂ પાપણી એને કીધો ભાઇનો ઘાત. ૩

રાજાયે કમર શુધીનો ઓદાવ્યો ખાડો,
મારીજાન=તેમા નાખી તે નારીને,
અરધા ધડના કટકા કીધા મારી હતીયારીને,
શઉ જોઈ જોઇને ચરચા કરવા લાગા,
મારીજાન=ખબર થઈ દુનીયા શારાને,
પઇશા શારૂ શગી એને નાખીયો ભાઈ મારીને.

### ચાલ.

કહે દાદાભાઈ ઉશતાદ બનેલી કાહાની,
શેઠ શાપુરજીપર શાહેબની મેરબાની,
ખરશેદજી મેહેરવાન નશરવાન તંદો ગીયાની,
નવરોજજી કાવશજી આદર શેહેલાની.

મારીજાન=મનીરાંમ કહેછે મન શંગાત,
પઇશા શારૂ પાપણી એને કીધો ભાઇનો ઘાત. ૪

———o———

## ગુજરાતી—એક દુખીયારીની અરજ (રંદીબાજ ધણી વીશે.)

### ( રંગત મારીજાન. )

તમે રજા આપો હું જાઊં માહેરે મારે,
મારીજાન=શાશુજી શમજો મારી વાત,

ધની મારોછે રંડીબાજ તે ફરેછે આખી રાત,
રાતના જમી ધણી ફરવા ને જાયેછે,
મારીજાન=જાયે દંફીદોલ ભીંડીબજાર,
ફનશવાડી ચકલો મલીને રાખી રાંડો ચાર,
તે રખડી રઝડીને શવારના આવેછે,
મારીજાન=મને નહી ચાહાતો મારો ભરથાર,
શાશુજી એને દોને શીખામણ જાયે ન કોઈ બાહાર,

## ચાલ.

આપણી નાત જાતમાં શરવે ફજેતી થાયે,
શઉ શગાં વાહાલાં કુટંમની આબરૂ જાયે.

મારીજાન=નામ રાખેછે આપણી જાત,
ધની મારોછે રંડીબાજ તે ફરેછે આખી રાત. ૧

હું કેમ કરીને બજારમા બાઈ જાઊ,
મારીજાન=મને લોકો શરમાવેછે,
આવો ધની લખીયો કરમે આખા કુલને લજાવેછે,
હું પાણી ભરવા જાઊં શું પનઘટ ઉપર,
મારીજાન=શેહેલીયુ ભેગી આવેછે,
મારા ધણીના બાહાદુરીની વાતો શંમજાવેછે,

## ચાલ.

તે વાતો શમજીને નીચુ જોઈ શરમાઊં,
કેમ કરૂ શાશુજી જેહર ખાઈ મરી જાઊં.

મારીજાન=શાશુજી મરીશ કરીશ આપઘાત,
ધની મારોછે રંડીબાજ તે ફરેછે આખી રાત. ૨

શાશુને કહી પછી ગઈ તે શશરા પાશે,
મારીજાન=શશરાજી શમજો વાત મારી.
ધણી છતાં છે દુખ મને હું જનમની દુખીયારી,
ધણી જાયે રાતના ફરવા રાંડોને ઘેરે,
મારીજાન=શીખામણ દો એને શારી,
જાએ ન કોઇદી બાહારે તો મને દુખ મટે ભારી.

**ચાલ.**

નહીતો મારે જેહેર ખાઇને મરઉ,
રાંડોના ફંદથી છુટે ધણી કામ તે કરઉ.

મારીજાન=નથી કરતો મારો શંગાત,
ધની મારોછે રંડીબાજ તે ફરેછે આખો રાત. 3

તમે જાવો વહુજી ઘરમા હું ફહુંછું તેને,
મારીજાન=વહુજી મન મારી રહીયે,
આપણા ઘરની વાત વહુજી બાહારે નહી કહીયે,
બાહારે ફરવા નહી જાઇએં દીકરા મારા,
મારીજાન=વાત શમજી શઉની લઇયે,
પરણી નારી મેલી દીકરા બાહારે નહી જઇયે.

**ચાલ.**

તે વાત શમજીને છોડી રંડીબાજી,
દાદાભાઈ શેઠ શાપુરજી થયા બેઉ રાજી.

મારીજાન=મનીરાંમ ફરેછે તેની શાત,
ધની મારોછે રંડીબાજ તે ફરેછે આખી રાત. ૪

——o——

ગુજરાતી—(ગીરફતારી) (આશકની આજીજી માશુક પાશે.)

**( રંગત મારીજાન. )**

હું ઘેલો થઇને ફરીયા કરૂછું પીયારી,
મારીજાન=હશીને બોલ તું મારી શાત,
તારે વગર અરે પીયારી મારી કોન શમજે વાત,
કોઇ નથી મારા માબાપ શગા કે ભાઈ,
મારીજાન=નથી કોઈ મારૂં કુટંમ પરીવાર,
નથી પાશે ધન દોલત વલી નથી મારૂ ઘરબાર,
હું થયો વેરાગી તારી ઇયાદ જીયારે લાગી,
મારીજાન=તીયારથી ઝુરૂછું વારંમવાર,
હવે પડીયો હું તારે દુવાર જોઇયે જીવાર જોઇયે માર.

**ચાલ.**

આ દુખના દાહાડા તારે વગર કેમ કાહાડું,
હું મારી કટારી માથુ જુદુ પાહાડું.

મારીજાન=કરૂ તારા દુવારપર જીવનો ઘાત,
તારે વગર અરે પીયારી મારી કોન શમજે વાત. ૧

હું ફરી ફરીને આઉ તારી પાશે,
મારીજાન=નામ રાખેછે શઉ દોશદાર,
મને તારે વગર પીયારી લાગે શુનુ શકલ શનશાર,
મારી મનથી માયા લાગી તુને મલવાની,
મારીજાન=જોઇયેતો માર મને તલવાર,
મરવાથી નહી ખીવાનો મને તારો એક આધાર.

**ચાલ.**

તું માયા લગાડી મેલી દેજે નરી મુજને,
શઉ નામ રાખશે જગમા મુજને તુજને.

મારીજાન=પ્રોત નહી જાણે નીચ ઉચ જાત,
તારે વગર અરે પીયારી મારી કોન શમજશે વાત. ૨

લોકના કહાથી મને બોલ મારેછે,
મારીજાન=બોલ તારો વાગે મને જેમ તીર,
કડવો બોલ તારો શમજીને વીંધાયેછે મારૂં શરીર,
આગલના બોલ તારા મીઠા યાદ આવેછે,
મારીજાન=જે દાહાડે પીતા અમરત નીર,
ઝેહેર ભરી હવે વાતો શમજી કેમ ધરૂં હું ધીર.

**ચાલ.**

જગમા તુબી બદનામ થઈ મારા શારૂં,
પીયારી હુંબી થયો બદનામ તારા શારૂં.

મારીજાન=મારો તજતી નહી તું શંગાત,
તારે વગર અરે પીયારી મારી કોન શમજશે વાત. ૩

આ પ્રીતની રીત નીભાવી ઘણી કઠણછે,
મારીજાન=પ્રીત ઘણું દુખ દેખાડેછે,
પ્રીત પાયેછે ઝેર પ્રીત પાણીમા ડુબાડેછે,
તજાવે પ્રીત માબાપ શગા ને ભાઈ,
મારીજાન=પ્રીત પરદેશમા કાહાડેછે,
પ્રીત ભાંગે ભુખ શુખ દુખ માથું ઉઠાડેછે.

## ચાલ.

દાદાભાઈ કહે નહી પ્રીત કોઇથી ન કરીયે,
કરી પ્રીત કોઇથી પછી ન હરગીજ ડરીયે.

મારીજાન=મનીરાંમ કુશીયો પ્રીતને હાત,
તારે વગર અરે પીયારી મારી કોન શમજે વાત. ૪

———o———

ગુજરાતી—આશકની જુદાઇ, માશુકનો વીલાપ.

## ( રંગત મારીજાન. )

હું થઈ દીવાની જાન ઈશ્કમા તારા,
મારીજાન=મુકી કાં ગયો મને જાની,
રાતને દાડો થઇને બાવરી ફરૂછું દીવાની,
પેહેલથી મોહોબત જોડી તેં શું કરવા,
મારીજાન=દીલને મારા કીધું દીવાનાપન,
દીવાનાપન કરીને મારૂ લુટી લીધું તનમન,
તે પરખી દયા તુને જરા મારી નહીં આવે,
મારીજાન=ભટકતી ફરૂછુ હું વન વન,
રાતને દાડો ઈયાદમાં બલેછે આ જોબન.

## ચાલ.

હું પરઘરની પરનાર જોયો તુને જયારે,
તીયારથી દીધુ મેં તજી શરવે શનશારે,
તારી મોહોબતમાં હું થઈ છઉ લાચારે,
મને નથી ગમતુ હવે મારૂ ઘરબારે.

મારીજાન=તીરતે મારયો એવો તાની,
રાતને દાડા થઇને બાવરી ફરૂછુ દીવાની. ૧

મેં લીધો જોગનનો વેશ થઈ લાચારે,
મારીજાન=ઢુંડવા નીકલી હું વનમા,
પડે તાપ ઉપરથી પશીનો છુટે અતી તનમા,
ચો તરફ ફરી હું કયે નજર નહીં આવે,
મારીજાન=ઇયાદ હું કરૂ મારા મનમા,
તારા આશરા વગર હરી કોઈ મારૂ નથી જનમા.

## ચાલ.

ફરતા ફરતા મારા પગમા છાગડા આવે,
મારા દીલભર પ્રીંતમની રે ખબર કોઈ લાવે,
હું પાપન દુખીયારીને કોન શમજાવે,
મને તેના વગર નહીં અન જલ ખીલકુલ ભાવે,

મારીજાન=ગરે મારા નહીં ઉતરે પાની,
રાતને દાડા થઇને બાવરી ફરૂછુ દીવાની. ૨

એક પલભરબી નથી ચેન દીલને મારા,
મારીજાન=મેહેર તું કરજે પ્રભુજી આજ,
આ ઇશ્ક મોહોબતમા રાખજે હરદંમ મારી લાજ,
તુજ વગર આશરો નથી રહીયો કંઈ મારો,
મારીજાન=કોન જઈ કહું દુખી દીલની દાજ,
આ દુનીયાની વચે મારૂ લુટાઈ ગયુંછે રાજ.

## ચાલ.

હું થઈ બેઠી લાચાર આશરે તારે,
મારો દીલભર પ્રીંતંમ જાન આવશે કીયારે,
હું ખુશી થઇને જોઉં તેના દીદારે,
કર મેહેર તુ દુખીયારીપર હવે કીરતારે.

મારીજાન=કહું કોને જઈ આ કાહાની,
રાતને દાડા થઇને બાવરી ફરૂછું દીવાની. ૩

કર કબુલ મારી અરજ પ્રભુ દુખ ભજંન,
મારીજાન=કરો હવે દુખીપારીપર મેહેર,
તારી મેહેરથી દીલભર મારો ચાલી આવે ઘેર,
હું મગન થઇને જોઊં મારા દીલભરને,
મારીજાન=જેથી મારા મનમા આવે લેહેર,
હું પાપન દુખીયારીને તું દુખ દેશે કાંહાંવેર.

ચાલ.

એટલામા તો એક શખશ દોડતો આયો,
તેને જોઇને મારો જીવ ઘણો ગભરાયો,
તે જોઈ દીલમા મને પોતે શરમાયો,
કહે આશતે રહી તારા ધણીની ખબર લાયો,

મારીજાન=દારા કહેછે રે દીલજાની,
રાતને દાડો થઇને બાવરી ફરછું દીવાની. ૪

——o——

ગુજરાતી—પતીની જુદાઇ વીશે નાર કરતી વીલાપ—અંતે થયો મીલાપ

( રંગત મારીજાન. )

પરદેશ ગયા એની શવાંમીજી મારા,
મારીજાન=કોને હું કહુ દુખની વાત,
શવાંમી વગર પડી શુનીશેજ જાણે એક વરશની રાત,
પતી માયા લગાડી મેલી ગયા બાઈ મુજને,
મારોજાન=ગયાને વરશ થયાંછે બાર,
કે દાડે એની આવશે મન માણક હયાનો હાર,
શવાંમીની ઈયાદમા આખી રાત હું જાગુ,
મારીજાન=શુનુ લાગે મારૂ ઘરબાર,
શુનુ લાગે મારૂ રૂપ લાગે શુનો શોલે શણગાર.

ચાલ.

બાઈ બાલપણાથી શવાંમીથી માયા લાગી,
પણ હજી શુવી નહીં કાયાથી કાયા લાગી.

મારીજાન=મેલવી ગયા હાતથી હાત,
શવાંમી વગર પડી શુની શેજ જાણે એક વરશની રાત. ૧

હયેવાલો મેલવી ગયા પર હરી મુજને,
મારીજાન=શોક તેને કોણ મલી હશે,
જેનીએ મારા પ્રાણ નાથને રાખીયો કરી વશે,
મને ખબર પડે મારો શવાંમી કોઇને તાંહાં છે,
મારીજાન=પછી જો મારો જીવ જશે,
કદી નથી બીવાની જે થવાનુ હશે તે થશે.

## ચાલ.

હું જઇશ છોંડી ઘરબાર થઇને ઘેલી,
જીવ દઇશ શવાંમીના પગમા માથુ મેલી.

મારીજાન=કરીશ હું મારા જીવનો ઘાત,
શવાંમી વગર પડી શુની શેજ જાણે એક વરશની રાત. ૨

જેમ તડફે માછલી પાણી વગરની અલગી,
મારીજાન=તેમ તડફુ વારીવારી,
કેમ કરીને પ્રાણનાથ શવાંમી શુધ ભુલીયા મારી,
મારી આંખ છતાં પતી મને આંધરી કીધી,
મારીજાન=મીઠાઈ મને લાગે ખારી,
તમ છતાં મને પ્રાણનાથ કેમ રાખી દુખીયારી,

## ચાલ.

આ રંગ બંગલામા કેમ કરીને રહીયે,
આપણા મનની બાઈ વાત કોને જઇ કહીયે.

મારીજાન=નથી શવાંમી મારી શંગાત,
શવાંમી વગર પડી શુની શેજ જાણે એક વરશની રાત. ૩

એમ વીનંતી કરીને કહે ઘણી કરગરીને,
મારીજાન=પ્રભુજી હું છઊં અબલા નાર,
તમે મારો તમે જીવારો તમારોછે આધાર,
આ દુખના દાહાડા કેમ કરીને કાહાડું,

મારીજાન=વીંનતી કરૂ છઉં વારમવાર,
હવે નથી રેહેવાતું પ્રભુ મેલવો મારો ભરથાર.

### ચાલ.

નહીંતો પ્રભુ હું ઝેર ખાઈ મરવાની,
શવાંમીના વગર પ્રભુ આપઘાત કરવાની.

મારીજાન=એમ કહી જોડીયા બને હાત,
શવાંમી વગર પડી શુની શેજ જાયે એક વરશની રાત. ૪

કરી મેહેર પ્રભુએ ઘણી નાર અબલાપર,
મારીજાન=શવાંમી આવ્યો ઘેર માંઇજી,
ફુલન શેજ તયાર કીધી કીધી રૂશનાઇજી,
ફુલોનો ભભકો કીધો શજ્યો તન શાજે,
મારીજાન=કશર નહી રાખો કાંઇજી,
મન ગમતા રંગ ભોગ કીધા કહે દાદાભાઇજી.

### ચાલ.

શેઠ શાપુરજી ખરશેદ કહે રાજી થઇને,
નવરોજ નશરવાં બેઠા ભેગા જઇને.

મારીજાન=મનીશંમ મલ્યો પછી એકાંત,
શવાંમી આંવ્યાથી શેજ શજી ગઈ હશી ખુશીથી રાત. ૫

——o——

## ગુજરાતી—(ચાર દુખીયારી પનહારન) ચાર ચોકમાં ચાર બોલી.

### ( રંગત મારીજાન )

મલી ચાર શહેલી જાએછે જલ ભરવાને,
મારીજાન=ચારોની જુદી જુદી જાત,
મુશલમાની વાણીઆણી મરાઠન બોજણુ તેની શાત,
પેહેલી મુશલમાની કહે બુરા ખશમ મેરા હએ,
મેરીજાન=જાતા રાંડાકે ઘરકોજી,
શારી રાતવો ફીરતા આતા બડી ફજરકોજી,

રાંડાકા ઘરમે જા જાકે શોતા હમ્મે,
મેરીજાન=લુટાયા માલવો જરકોજી,
મેરે શંગ નહી શોતા અબ મેય જાઉ ફીદરકોજી.

**ચાલ.**

બાઈ મેરે ઘરમે કોઇદીન નહી આતા,
રાંડાકે ઘરમે જા માલ મીઠાઈ ખાતા.

મેરીજાન=મેરેશે નહી કરતા વો બાત,
મુશલમાની વાણીઆણી મશહુર ઓજણ તેની શાત. ૧

બીજી કહે વાણીઆણી બાઈ વાત કહુ તમને,
મારીજાન=રમેછે મારો ધણી જુગાર,
ધન દોલત માલ મતા હારીયો તોપણ કહે પોબાર,
તે રોજ ઉઠી બાઈ રમવાને જાએછે,
મારીજાન=નથી કરતો કાંઈ ધંધો વેપાર,
શરવે જીંદગી હારી ગયો વલી હારો ગયો ઘરબાર.

**ચાલ.**

ઘરના વાશણ કુષણ જઇને ધીરવી મારે,
પછી કરજ કાડે જીયારે તેપન પઇશા હારે.

મારીજાન=રમેછે જુગાર દાડો રાત,
મુશલમાની વાણીઆણી મશહુર ઓજણ તેની શાત. ૨

તીશરી મનેહ મશહુર આઇકા ગોશટી માજી,
આઇકા બાઇ=નવરા જાતો દારૂ પીયાલાજી,
દારૂ પીઉન હોઉન શાકટા રાત્રી એતો ઘરાલાજી,
નવરા દારૂચી ધુંદી મદી ફાર રાહાતો,
આઇકા બાઇ=મંગતો એતો નીજાલાજી,
કાઠી ઘેઉન બડવીતો શીવી ફાર દેતો માલાજી,

**ચાલ.**

નવરા દારૂ શોડી નાંહી કામ્મે કરૂ મીં,
કશી રાહુ બયા અતા ઇશીયે ખાઉન મરૂ મીં.

આપકા બાઈ=એક દીવશ હોઇલ હા જીવાચા ઘાત,
મુશલમાની વાણીઆણી મરાઠન ઓજણ તેની શાત. ૩

ચોથી ચયેતા ઓજણ શુણો ગાલ બાઈ મુજી,
મુજીજાન=બાઈ આંઊં હણે કુરો કરીયાં,
વીનો મુજો વીને તાલીમમે આંઊં ધાસ્જ કીં ધરીયાં,
હું વીંની આયેતા હલવો દુધ મલાઇયું,
મુજીજાન=આંઊં વનેકે ન વીશરીયાં,
વનો શુંમે નતા મુજે ભેરો આંઊં વીખ બાઈ મરીયાં.

**ચાલ.**

શમજાયો વનેકે મું અગીયાં વઇ વઇને,
આંઊં થકી બાઈ વનેકે ગાલ ચઇ ચઇને.

મુજીજાન=શુંમેતા તાલીમમે શજી રાત,
મુશલમાની વાંણીઆંણી મરાઠન ઓજણ તેની શાત. ૪
ચારો દુખીયારી નારો પાણી ભરેછે,
મારીજાન=ઉભી કુવાને ઉપરજી,
પોત પોતામાં વાત કહે હવે ચાલો જઇયે ઘરજી,
જે લખીયું કરંમમા તેતા ભોગવ પડશે,
મારીજાન=કહેછે ચારો શુંદરજી,
લખે વીધાત્રા લેખ ટલે નહી એતો રતી ભરજી.

**ચાલ**

શેઠ શાપુરજી ખરશેદજી દાદાભાઈ,
નશરવાંને લાવણી ચાર બોલીની ગાઈ.

મારીજાન=મનીરાંમે પકડીયા ચોરોના હાત.
મુશલમાની વાણીઆણી મરાઠન ઓજન તેની શાત. ૪

——o——

ગુજરાતી—(બેશોકો) કાલી ગોરીનો ઝગડો.)

## રંગત મારીજાન.

કાલી ગોરી બે શોક કરેછે કજીયો,
મારીજાન=કાલી કહે ઉતંમ મારી જાત,

ગોરી કહે હું ઉતંમ તારાથી ન કર વધારે વાત,
કાલી કહે ગોરીને ગોરી વાત શાંભલ તું,
મારીજાન=ચોમાશાની ઘટા કારી,
કારો રંગ જમનાજીનો છે કારો ગીરધારી,
આ કારા ક્રીસ્નયે નાથીયો નાગ છે કાલો,
મારીજાન=કાંધે કાલી કામર શારી,
કારી વનમા ચરાવે ગાઇયું જાઉ કાલાને વારી,

## ચાલ.

કારા કારા તારા માથાના ઓવારા,
કારી ભવોથી કરેછે તું તો ઇશારા,
કારા મીશીના દાંત લાગેછે પીયારા,
કારા અકશર પોથી પુરાનપર મારા.

મારીજાન=કારી ઘણી અંધારી રાત,
ગોરી કહે હું ઉતંમ તારાથી ન કર વધારે વાત, ૧

ગોરી કહે કારીને કારી નીચે જો તું,
મારીજાન=ગોરા છે મોહનમુરારી,
હશ વીંનોદ કરવા ભેગી ગોરી રાધા પીયારી,
ગોરા ગોરા છે ચંદા શુરજ ને તારા,
મારીજાન=ગોરી રાત છે અંજવારી,
ગોરે હાત લાકડી લઈ ગોરી ગાઇયું ચારી,

## ચાલ.

જીયારે નાગ નાથીયો તીયારે કાન થયાતા કાલા,
પેહેલે તો ગોરા હતા મોરલીવાલા,
ગોરા પાણીના વહેછે નદી નાલા,
ગોરી ફુલોની પેરે મોહનમાલા.

મારીજાન=ગોરા જમે પ્રભુ દુધ ભાત,
ગોરી કહે હું ઉતંમ તારાથી ન કર વધારે વાત. ૨

ગોરીની વાત શમજીને કારી ચીડાઈ,
મારીજાન કાલાની હીકમત છે ભારી,
કાલા રંગ કોલશાનો કરેછે વેપાર વેપારી,
કોલશાથી ચાલે આગબોટ ગીરની આગગાડી,
મારોજાન=મેલે પાર શઉને ઉતારી,
કારી ટોપીવારો કરે શેહેરોના મુખતીયારો.

**ચાલ.**

ભારી નીષાન કારો ટોપીવારાનુ,
હર જગે નામ છે કીરશતાન કારાનુ,
કારૂ મોડું શીદીની નીયાત શારાનુ,
હરએકને કામ છે કુંચી અને તારાનુ,

મારીજાન=કારો રંગ હરએકને શાત,
ગોરી કહે હું ઉતંમ તારાથી ન કર વધારે વાત. ૩

ગોરી કહે કારી તું છે ગોરીની દાશી,
મારોજાન=ગોરી ખરી મઢંમ કેહેવાની.
ગોરીના ઘરમા કારી તું લોંડી રેહેવાની,
ગોરા છે શદા શીવ ગનપત ગોરી ગવરા,
મારીજાન=શું તું જવાબ લેવાની,
ગોરા રંગના દાખલા તુને ઘણા હું દેવાની.

**ચાલ.**

ગોરા રૂપીયા ચાંદીનો શઉ કોઈ ઝાલે,
તે રૂપીયા લઇને ખુડદો તુને આલે,
ગોરા કાપુશનો વેપાર હરજગે ચાલે.
ગોરો બધરીને શઉ કોઈ ઘરમા ઘાલે.

મારોજાન=પાકે અન ગોરો પડે વરશાત,
ગોરી કહે હું ઉતંમ તારાથી નકર વધારે વાત. ૪

કાલી કહે ગોરી તુ જરા નથી શરમાતી,
મારીજાન=પેરી તે કારો શાડી શારી,

ગોરા ગાલપર તારા શોભીછે ટીપકા કારી,
કારો શુરમો તારી આંખમા પુતલી કારી,
મારીજાન=ગલામા કાલી પોત ભારી,
કાલી ચોલી પેરી તેથી દેખાયે જોબનવારી.

## ચાલ.

કાલોજ઼ંમ ગોરી તુને કોહદો લઇને જાશે,
તે વખતે ગોરી કાલીનો ઇયાદ તુને થાશે,
તારી કરનીપર કાલાની માર તું ખાશે,
પછી ગોરી તુંતો ઘણી ઘણી પશતાશે.

મારીજાન=કાલો કરશે તારાપર ઘાત,
ગોરો કહે હું ઉતંમ તારાથી નકર વધારે વાત. ૫

ગોરી કહે બાલ તારૂ કાલુ મોનુ ઇંહાથી,
મારીજાન=જા કાલા મોનાવાલી,
ગોરૂ જીયારે બુંદ પડીયું તીયારે પેદા થઈ કાલી,
તુ મારેથી થઇ હું તારેથી નહી થાવાની,
મારીજાન=બુંદથી ઓપટી શઉ ચાલી,
પશુ પખશી અઢારે વરણ નહીં બુંદથી કોઈ ખાલી.

## ચાલ.

ગોરોની વાત શમજી કાલી શરમાઈ,
કાલી ગુપચુપ રહી જરા ન બોલી કાંઈ,
ગોરી કારીથી બુંદથી થઈ શવાઈ,
કારીએ માથુ મેલ્યું ગોરી પગ માઈ.

મારીજાન=કારી ઉભી જોડી બને હાત,
ગોરી કહે હું ઉતંમ તારાથી ન કર વધારે વાત. ૬

ગોરોછે રૂખમણી ગોરી શીતા શતીજી,
મારીજાન=ગોરા લખમણને રઘુરાઈ,
ગોરા શેઠ શાપુર ખરશેદ ગોરા દાદાભાઈ,
કાલી ગોરીનો ખીયાલ આવી તરે ગાજો,

મારીજાન=જેટલી ચીજો અંમે ગાઈ,
ઓધવજી માહારાજ કહે એમાથી ન લીયો કાંઈ.

## ચાલ.

કાવશજી નશરવાંન કહે ફરાંમજી માશા,
કાલી ગોરીનો એયાલ ગુજરાતી ભાશા,
ઊગ આવી કલગીવાલાને આવ્યા બગાશા,
મનીરાંમને શીવના ગોરા ચરનની આશા.

મારીજાન=ગુજરાતી એયાલ કહુ એકશો શાત,
ગોરી કહે હું ઉતમ તારાથી નકર વધારે વાત. ૭

——o——

ગુજરાતી—(સ્રી ચરીંત્ર) (કલગીવાલાની ઉપર.)

## ( રંગત મારીજાન )

એક નારી હતી બહુ શતી પતીના મનથી,
મારીજાન=થઈ બેમાન તે અંતે નાર,
એક અદના રાંડે શાખશી દઈ ફાંશીથી બચાવ્યો ઇયાર,
એક વાત કહુ રજપુતની શાર શઉ શમજો,
મારીજાન=હતો પઇશાવાલો ભારી,
પન શગુ શાઈ કોઈ મલે નહી એક ઘરમા ફકત નારી,
તે નારનુભા કોઈ શગુ શમંદી નોતુ,
મારીજાન=તેથી બેઉ કરે મોજ શારી,
રજપુતણી બઇરીને શમજે પ્રાણજીવન પીયારી.

## ચાલ.

કહે કવી બેઉના રૂપને શું હું વખાનું,
કોઈ કહે અંદ્ર શુરીયે તોબી નહી માનુ,

મારીજાન=એવા રૂપવાન ગેયાન ગુણ ચાર,
એક અદના રાંડે શાખશી દઈ ફાશીથી બચાવ્યો ઇયાર. ૧

બેઉ નીત પ્રોતની રીતમાં રહે લપટેલાં,
મારીજાન=ન જાણે રાત ન જાણે દન,
વીહે પ્રેમમા વીયાકુલ થયેલુ બેઉનુ તનમન,
રજપુત શમજે બઈરીને શતીના જેવી.
મારીજાન=કરે તનમન ધન શઉ અરપન,
જરા ન મુકે અલગી પ્રેમમા થાતા બેઉ મગન.

## ચાલ.

એકદી રજપુત કહે કદી આવે મોત મારૂ.
તો પછી પીયારી શું કરશે તું વારૂ.

મારીજાન=કેહે તારા મનનો ખરો વીચાર,
એક અદના રાંડે શાખશી દઈ ફાંશીથી બચાવ્યો યાર. ૨
એટલુ શમજી તે નારી રડવા લાગી,
મારીજાન=કહે એઊં શું બોલીયા જાન,
તમને કદી કંઈ થાયે તો હું ઝટ મારા કાડુ પ્રાન,
આ મારો જીવ તમ જીવ શાથે બાંધેલો,
મારીજાન=પતીથી મલે શતીને માન,
તમે છો બ્રંમાં તમે છો શંકર તમે છો શ્રી ભગવાન.

## ચાલ.

તમો પ્રાણ પીયારા મારા અંનતર જાંમીં,
ફરીથી એઉ નહી કેહેતા કોઈદી શવાંમી.

મારીજાન=જો કેહેશો તો હું મરીશ નીરધાર,
એક અદના રાંડે શાખશી દઈ ફાંશીથી બચાવ્યો યાર. ૩
તે દનથી પ્રોત બેઉની વધતી ચાલી,
મારીજાન=પછી શું થયુ તે કહુ બયાન,
એક દાડે કોઈ દોશો શાથે ખાવા ગયો દીલજાન,
ખાઈ પીને રાતે ઘેર પોતાને ચાલ્યો,
મારીજાન=થઇને ચુર નશામા જુવાન,
આવતા એક ગુણકાયે તેડીયો રજપુતને કરીને શાન.

**ચાલ.**

કોઇએક શેઠની ગુંણકા હતી રાખેલી,
રજપુતનું રૂપ જોઈ મોહી ગઈ અલબેલી.

મારીજાન=કર ધરી લઈ ગઈ મેહેલમો જાર,
એક અદના રાંડે શાબ્બશી દઈ ફાંશીથી બચાવ્યો ઇયાર. ૪
રજપુત પોતાનુ ઘેર જાણી ગયો ઉપર;
મારીજાન=નશામા કરીયો નહી કાંઈ કીયાશ,
પ્રેમ અલીંગન દઇને રજપુને બેશાડીયો પાશ,
રૂદીયેમા ચાંપી લીધા પ્રેમથી ચુંબન,
મારીજાન=થયો કાંમા તુર રજપુત ખાશ,
થઈ તાંહાં રંગની રેલ કીધો ગુણકાથી ભોગવીલાશ.

**ચાલ.**

ગયો ઉતરી નશો રજપુતને આવ્યુ ગીયાને,
જોઈ મેલ પારકો લાગો કેહેવા ગુણકાને,

મારીજાન=નથી દેખાતુ મારૂ દુવાર,
એક અદના રાંડે શાબ્બશી દઈ ફાંશીથી બચાવ્યો ઈયાર. ૫
તું કોની નારને હું ઈહાં કાંહાંથી આવ્યો,
મારીજાન=કેહે જલદી તું વીશતારી,
કાંહાં મારૂ ઘરબાર ગયું કાંહા શતી નાર મારી,
કહે ગુણકા તમારી બીના નહીં કાંઈ જાણું,
મારીજાન=ન જાણુ ઘરકે ઘર નારી,
ફકત તમારી વાગી મને એક મોહોની કટીયારી.

**ચાલ.**

આ તમારા મોહોબંધનને બાંધીઆ અમને,
હવે મરૂ તોબી જાવા નહીં દઊંજી તમને,

મારીજાન=ન જાતા હવે પીઉજી બાંહાર,
એક અદના રાંડે શાબ્બશી દઈ ફાંશીથી બચાવ્યો ઈયાર. ૬

કહે રજપુત હું એક ઘડી નહીં રેહેવાનો,
મારીજાન=મારે ઘેર થતી નાર રીયાણી,
તે જો મને નહીં જોશે તો કદી પીશે નહીં પાણી,
કોઈ દાડે નારને કીધી નથી મે અલગી,
મારીજાન=નીશચે કરશે જીવની હાણી,
માટે મેહેર કરી રજા આપ મને દીલમા દયા આણી.

## ચાલ.

તારીફ નારની બીજી ઘણીએક કીધી,
તે શમજીને ગુણકાયે શીખામણ દીધી.

મારીજાન=ન કર તારીફ તું ઇયાર લગાર,
એક અદના રાંડે શાખશી દઈ ફાંશીથી બચાવ્યો ઇયાર. ૭
ગુણકા કહે નારપર રાખ ન એટલો ભરોશો,
મારીજાન=કોઈ દી કરશે તે તારી ઘાત,
પડી હવે મને ખાપર મોત તારૂ છે નારને હાત,
કહે રજપુત ગુણકા એવું શું તુ બોલે,
મારીજાન=ન માનુ તારી હું એક વાત,
મને કદી કાંઈ થાય તો મરશે નાર તે મારી શાત.

## ચાલ.

કહે ગુણકા તુને પોતે તે નાર મરાવે,
એ લખી આપ તુ પછી મારે ઘેર આવે,

મારીજાન=લખી આપીયા ઝટ દશકત આર,
એક અદના રાંડે શાખશી દઈ ફાંશીથી બચાવ્યો ઇયાર. ૮

એક કહું કામ તુને તે પીયારા કરજે,
મારીજાન=લઈ કોઈ માથુ બકરાનુ,
રૂમાલમાં બાંધી લઈ દેજે નારને તું છાનુ,
કેહેજે માથુ લાવ્યોછુ રાજકુવરનુ,
મારીજાન=કામ નહીં કોઇને કેહેવાનુ,
દાટ ચુલાની હેટ છેટ ખુણામા કરી કાનુ.

**ચાલ.**

પછી બે ચાર દાડા જાએ મારજે તારી વહુને,
પછી સાંભલજે તારી નાર શું કહેછે શહુને.

મારીજાન=જા હવે જલદી થશે શવાર,
એક અદના રાંડે શાખશી દઈ ફાંશીથી બચાવ્યો ઈયાર. ૯
માથુ બકરાનુ બાંધી ગયો તે ઘેરે,
મારીજાન=કહે પોતાની નારીને,
દાટ ચુલાની હેટ આ માથુ ઘણુ શંભારીને,
કાપી લાવ્યો માથુ હું રાજકુવરનુ,
મારીજાન=નારી રેહેજે મન મારીને,
કોઈદી કોઇને કેહેતી નહીં તું વાત વીશારીને.

**ચાલ.**

માથુ લઈ નારે દાટીયું ચુલા પાછલ,
પછી હાથ ધોઈ આવી શવાંમીની આગલ,

મારીજાન=કીધો રજપુતે તેને પીયાર,
એક અદના રાંડે શાખશી દઈ ફાંશીથી બચાવ્યો ઇયાર. ૧૦

પોલી ગુણકા પુરશને વેશે ગઈ શીકારે,
મારીજાન=તાંહાં આવી લાગો રાજકુવર,
કરી પ્રીત તેની શાથે લઈ આવી કુંવરને ઘર,
ઘેરે લાવીને એબ પોતીકી ખોલી,
મારીજાન=કુંવર ગયો મોહી જોઈ શુંદર,
પડીયોં ઇંહાં મોજમજામા તેની કોઇને નથી ખબર.

**ચાલ.**

રાજા તો કુવરની શોધાશોધ કરાવે,
ગયા દાડા ચાર તોબી કુંવર નહીં આવે.

મારીજાન=થયો કુલ શેહેરમા આહા આહાકાર,
એક અદના રાંડે શાખશી દઈ ફાંશીથી બચાવ્યો ઇયાર. ૧૧

પણે રજપુતે પોતીકી નારને મારી,
મારીજાન=લાગી રડવા તે કરો ઉતપાત,
થઈ ભીડ માણશની બહુ જોવાને મલી શઉ જાત,
હાત લાંબા કરી લાગી શઉને કેહેવાને,
મારીજાન=કાંથી હું પડી કશાઈ હાત,
મુવે બે ચાર દાડા ભોર કરીછે રાજકુવરની ઘાત.

**ચાલ.**

હવે મનેભી તની પેઠે મારવા બેઠા,
કોઈ આવોરે મારોરે ઉતારો હેડા.

મારીજાન=ખબર જાઈ પોહોચી રાજદુવાર,
એક અદના રાંડે શાખશી દઈ ફાંશીથી બચાવ્યો ઈયાર. ૧૨
રાજાએ તરત રજપુતને બાંધી મંગાવ્યો,
મારીજાન=દીધો ફાંશીનો તરત હુકમ,
મારા કુવરનુ કીધુ ખુન એને જરા ન લાગીયો ગમ,
પોપટ જેવી નારીયે આંખું બદલી,
મારીજાન=પાડીયો એકદીમા એવો જુલમ,
શગા ધણીને ફાંસી ચડાવે જરા ન લાગે વીલંમ.

**ચાલ.**

થઈ ખબર તે ગુણકાને ઝટ દોડી આવી,
આવીને ખીના રાજાને શઉ શમજાવી,

મારીજાન=મંગાવી માથુ જુવો શરદાર,
એક અદના રાંડે શાખશી દઈ ફાંશીથી બચાવ્યો ઈયાર. ૧૩
રાજાએ નારને હાતે મંગાવ્યું માથુ,
મારીજાન=લાવી જે બાંધીયું રૂમાલેજી,
એમનુ એમ બાંધેલુ નાર રાજાને આલેજી,
શઉની શનમુખ માથુ છોડીને જોયું,
મારીજાન=કચેરી શઉ તીયાં ભાલેજી,
માથુ જોઈ બકરાંનુ રાજા ગુણકાને નીહાલેજી.

**ચાલ.**

કહે રાજા ગુણકા મારો કુંવર કાંહાં છે જી,
કહે ગુણકા તમારો કુંવર મારે તાંહાં છે જી.

મારીજાન=આવ્યો કુંવર કેહેતાને વાર,
એક અદના રાંડે શાખશી દઈ ફાંશીથી બચાવ્યો ઇયાર. ૧૪

કહે રાજા નાર તુંને જરા દયા આવી,
મારીજાન=આ તારો વાહાલો પતી ભરથાર,
એને ચડાવા ફાંસી તયાર થઈ જરા ન લાગી વાર,
તુને જેટલી શજા હું કરૂ એટલી બશ થોડી,
મારીજાન=ચોટલો ને નાક કાપી કરી ખુવાર,
અવલે ગધેડે બેશાડીને કાડી ગાંમની બાહાર.

**ચાલ.**

કહે રાજા રજપુત તારો જીવ બચ્યો ગુણકાથી,
માટે જા ગુણકાને ઘેર થઇને શાથી.

મારીજાન=કહે રજપુત કરીને જુહાર,
એક અદના રાંડે શાખશી દઈ ફાંશીથી બચાવ્યો ઇયાર. ૧૫

કહે રજપુત રાજાજી એવું શું બોલ્યા,
મારીજાન=લગનની નહીં થઈ નાર મારી,
તો ગુણકા શું થાશે મારી વેશીયા પરનારી,
એટલુ બશ કહી બઈ લીધો વેશ જોગીનો,
મારીજાન=તજી ચાલ્યો દુનીઆદારી,
શમાંધી વનમા જઈ લીધી કીધી ભગતી પીયારી.

**ચાલ.**

તે જોઇને રાજાએબી ચીજ શઉ તીયાગી,
શોંપીને કુંવરને રાજ થયો વેરાગી.

મારીજાન=ગયો વંનવાશ તજી શંનશાર,
એક અદના રાંડે શાખશી દઈ ફાંશીથી બચાવ્યો ઇયાર. ૧૬
જોઈ રાજાને ગુણકાએ વાત વીચારી,

મારીજાન=થઈ ગયો જોગી જગપ્રતીપાલ,
તે જોઇને ગુણકાએ લુટાવ્યું પોતીકુ ધનમાલ,
કહે જરીપ ગુણકાભી જોગણ થઈ ચાલી,
મારીજાન=થયા ચારોના એવા હાલ,
દાદાભાઈ ઉશતાદ કહે કંલગીના એયાલપર એયાલ.

**ચાલ.**

કહે ઓધવજી કોઈ નારને મન નહી દેજો,
કદી મન દીયો તો વાત ન મનની કેહેજો.

મારીજાન=મનોરાંમ કેહેછે શાચો શાર,
એક અંદના રાંડે શાખશી દઈ ફાંશીથી બચાવ્યો યાર. ૧૭

———o———

ગુજરાતી—(રૂશતંમ શોગાદનો કીશો) (રૂશતંમના મોતનો હેવાલ)

## (રંગત મારીજાન.)

જે મરવાનુ તે કદી નહી ટલવાનું,
મારીજાન=કોઈ વેહેલો કોઈ મોડેજી,
પાહા ફકીર પેલવાન કોઇને મોત ન છોડેજી,
રૂશતમના મોતનો કીશો કહુ હું તમને,
મારીજાન=કાંન દઈ શંમજો વાત મારી,
એક કનીંજ જાલેજરની રાખેલી હતી નારી,
જાલના તોખંમથી થયો એક તેને બેટો,
મારીજાન=નાંમ રાખીયું શોગાદ ભારી,
જાલે નજુમીને બોલાવી પુછી વાત શારી,

**ચાલ.**

કહે જાલ કરો શોગાદની તંમે તપાશ,
જુવો નશીબ એનુ કહો કરીને કીયાશ,
કહે નજુમી બેટો થશે એ શતીયાનાશ,
એ શોગાદથી કંઇએકોના જીવ જાશ.

મારીજાન=રેશે નહીં તારી શોડેજી,
પાહા ફકીર પેલવાન કોઇને મોત ન છોડેજી. ૧

કહે જાન ખુદા એની બદી દુર શઉ કરજો,
મારીજાન=મદત તેની કરજો પરવરદીગાર,
કંઇએક દાડા વીત્યા પછી થયો શોગાદ બહુ હુશીયાર,
કાબુલષાહા પાશે મોકલ્યો શોગાદને જાણે,
મારીજાન=હદીઓ લેવાને નીરધાર,
શોગાદને જોઈ કાબુલ ષાહાએ દીધો ઘણો આવકાર.

## ચાલ.

બેઠી પોતીકી આપી કીધો જમાઈ,
પડીયો મોજમજામાં શોગાદ ઈહાં પી ખાઈ,
શમજીને રૂશતમ આવ્યો કાબુલ માંઈ
કંઇએકને મારી દમલ લીધી ચોથાઈ.

મારીજાન=પાછો આવ્યો બેશી ઘોડેજી,
ષાહા ફકીર પેલવાંન કોઇને કજા ન છોડેજી. ૨

આવો જુલમ જોઈ રૂશતમનો શોગાદ ચીડાયો,
મારીજાન=કહેછે ષાહાને શમજાવી,
બેમુરવત રૂશતમને શરમ મારીબી નહીં આવી,
રૂશતમને મારવાનો ઈલાજ કહું તમને,
મારીજાન=કુવા મુકો શાત ખોદાવી,
ઉભા તેમા ખંજર ભાલા તીર મુકો ઓશાવી.

## ચાલ.

ઉપરથી બેમાલુમ ઢાંકણું ઢાંકો,
હું જાણુંછુ તમે કરો બંદોબસ્ત પાકો,
રૂશતમને કહે થયો પાહા મારેથી વાંકો,
મને લાખો તાના દીધા રાખી મન ફાંકો.

મારીજાન=કાહાડી ખુંનીયાંદની ખોડેજી,
ષાહા ફકીર પેલવાંન કોઇને મોત ન છોડેજી. ૩

ઘણું કહ્યું શોગાદે આંખોમાં આંશુ લાવી,
મારીજાન=શમજીને વાત કહે રૂશતમ,

નો થા ભાઈ દીલગીર તું મનમા રાખ નહીં કંઈ ગંમ,
કાબુલના પાહાને હું કેદ કરીને મારૂ,
મારીજાન=છે દંમમા જાંવેર મારો દંમ,
તાંવેર તારી ઉમેદ લાઊં બર ખુદાના મને કશમ.

**ચાલ.**

રૂશતમે કાબુલ જવાની કરી તયારી,
કેહેતોતો કાબુલની જઈ કરૂ ખુવારી,
મારા ભાઈ શારૂ હું નાખુ પાહાને મારી,
ચાલ્યા શોગાદ રૂશતમ રખશપર કરી શવારી.

મારીજાન=લીધો જવાહરને જોડેજી,
પાહા ફકીર પેલવાન કોઇને મોત ન છોડેજી. ૪

શઉ હલીમલીને આવ્યા કાબુલમાંઈ,
મારીજાન=ખબર થઈ જઈ કાબુલ પાહાને,
પાંઉપીયાદો થઈ આવ્યો રૂશતમને લેવાને,
કહે નશામા મારેથી એવું બોલાયું,
મારીજાન=હું છઊં ઘણોજ નાદાને,
માફ કરો મારો ગુનો ખુશીથી ચાલો શેહેર મીયાંને.

**ચાલ.**

શમજીને વાત પાહાની રૂશતમ થયો રાજી,
આવી પાહાની શાથે કીધી પરાબ બાજી,
ગઈ ગમી પેલેની મનમા ખુશી થઈ તાજી,
આશતેથી પાહાને પુછે શોગાદ પાજી.

મારીજાન=ભાંગુ રૂશતમની ખોડેજી,
પાહા ફકીર પેલવાન કોઇને મોત ન છોડેજી. ૫

પાહા બીજે દાડે કહેછે શોગાદ રૂશતમને.
મારીજાન=ચાલો જઇએ કરવાને શીકાર,
શમજી વાત થયો રૂશતમ રાજી તરત થયો તયાર,
બનેના દીલનો કપટ નહીં કાંઈ જાણીયો,
મારીજાન=ચાલ્યા થઇને ઘોડે અશવાર,
રૂશતમબી શાથે ચાલ્યો મોતને થઈ અખતીયાર.

**ચાલ.**

બેઉ આજુબાજુ થયા ને વચમાં રૂશતમ,
જોઈ કુવા રખશ રૂશતમનો અટકીઓ એકદમ,
પછી રૂશતમ મારવા લાગો ચાબુક ચંમ ચંમ,
રૂશતમે રખશપર જરા નહીં ખાધો ગંમ.

મારીજાન=મારી એક છલાંગ ઘોડેજી,
ષાહા ફકીર પેલવાન કોઇને મોત ન છોડેજી. ૬

બે પગ ઘોડાના અંદર બે રહયા બાહારે,
મારીજાન=જેમ તેમ નીકલીયા બંને બાહાર,
પણ જઈ પડીયા બીજા કુવામા વીંધાઈ ગયું તનસાર,
એકમાંથી નીકલે પડે જઈ બીજામા,
મારીજાન=બદનથી વહે લોહીની ધાર,
એમ કરતાં શાતમા કુવામાં થઇને પડીયા લાચાર.

**ચાલ.**

તન પુરજે પુરજા થયું રહીયું નહીં કાંઈ,
કહે શેગાદને તારી શું કરી બુરાઈ,
હું તારી હીમાતે આવ્યો શમજી ભાઈ,
તુને મારી દયા નહીં આવી કેમ કશાઈ.

મારીજાન=કપટ કરી લાવ્યો જોડેજી,
ષાહા ફકીર પેલવાન કોઇને મોત ન છોડેજી. ૭

કાબુલ ષાહાને પછી કેહેવા લાગો રૂશતમ,
મારીજાન=ફશીયો પીંજરામા આવી શેર,
લેખ લખાએ તેવું થાએ પડે ન તેમાં ફેર,
હું મરૂશું શઉને અંતે છે મરવાનુ,
મારીજાન=તેમા શું થયું હવે ખ્રશ ઐર,
મારો બેટા ફરામરોજ લેશે તે મારૂ વેર.

**ચાલ.**

કહે શેગાદને એક તીર મને દે ભાઈ,
નહીં તો કોઈ જનાવર જાએ મારૂ તન ખાઈ,

હવે મરતી વખતે એટલી કર તું ભલાઈ,
દઈ તીર શોગાદ ગયો ઝાડ ઓડ સંતાઈ.

મારીજાન=તીર જઈ ઝાડને તોડેજી,
ઝાડ તો શું તે શોગાદના શીનાને ફોડેજી,
જે મરવાનુ તે કદી નહી ટલવાનુ,
મારીજાન=કોઈ વેહેલો કોઈ મોડેજી.
પાહા ફકીર પેલવાન કોઈને મોત ન છોડેજી. ૮

ઝાડનો જોડે નાખ્યો શોગાદને વીંધી,
મારીજાન=મરતે મરતે માર્યો દુષમન,
કરી પુકરાના એજદાના પછી મુવો પોતે પીલતન,
આવ્યો જવાહર પડીયો જઈ કુવામાં,
મારીજાન=તેને પછવાડે પડીયા કંઈ જન,
જીવ જનાવર જંગલના જોઈ કરવા લાગા રદન.

ચાલ.

આગંમની વાત જીયારે શમજી પેરનર જાલે,
તે રડવા લાગો પીખી પોતાના બાલે,
અએ ખુદા જઈફીમા મારા શું હાલે,
કહે ફરાંમરોજ હું જાણે કાલનો કાલે,

મારીજાન=લડવા કાબુલ પાહા જોડેજી,
પાહા ફકીર પેલવાંન કોઈને મોત ન છોડેજી. ૯

બીજે દન ભેગુ કરી પોતાનું લશકર,
મારીજાન=ગયો કાબુલમા લડવા કાજ,
પડી પાહાને ખબર પાહાડમાં છુપીયો તજીને રાજ,
દોખમામા રૂશતંમ જવાહરના હાડકા નાંખ્યા,
મારીજાન=પછી કીધુ લશકર તારાજ,
પકડી પાહાને જીવતો લાવ્યો જાબુલમા આજ.

ચાલ.

લાવી જાલની પાશે નાંખ્યો પાહાને મારી,
બાપનુ વેર બેટાએ લીધુ ભારી,

મારે જરીફ દાદાભાઈ ગંમની કટારી,
નશરવાંન નવલ પાલી ખુશરૂની ઇયારી.

મારીજાન=મનીશંમ ગાયે મોડેજી,
ષાહા ફકીર પેલવાન કોઇને મોત ન છોડેજી. ૧૦

———o———

ગુજરાતી—( ઝડી ) પતીનો વીયોગ.

## ( રંગત મારીજાન. )

ચોતરફ વાદલા વૈરી થઈ વરશેછે,
મારીજાન=ગયા પરહરી મુને પીઉ પ્રાંણ,
વેરણ વીજલી ચમકે બહુ જોઈ વાગે વીરેહેના બાંણ,
માહા અશાડને જોઈ આગ બરે મારા તનમા,
મારીજાન=ઘટા ઘનઘોર થઈ કારી,
ચારો દશાનો પવન ફુંકે તેમા વારી વારી,
રહી રહીને નંગારા ઇંદ્રાયેના વાગે,
મારીજાન=ચડે વાદલાંનું દલ ભારી,
મુશલધાર પછી વરશે મેહે થર થર દેહી મારી.

### ચાલ.

જાયે દુખનો દાડો રાત નથી બાઈ જાતી,
જોઈ શુની શેજ ફાટેછે મારી છાતી.

મારીજાન=પીઉ થઈ બેઠાછે અંનજાણ,
વેરણ વીંજલી ચંમકે બહુ જોઈ વાગે વીરેહેનાં બાંણ. ૧

શરાવંણ વરશેછે શરોવડે ચંઉ બાજુ,
મારીજાન=મોર કોકીલા કરે કીલકાર,
બપીયા પીઉ પીઉ કરે મારો પીઉ ગયોછે બાહાર,
મોહોલે મોહોલેની નારીયું ભેગી થઇને,
મારીજાન=શજે તન ઉપર શોલ શણગાર,
ઝુલે હીંડોલે હલીમલી શઉ ગાએ ઝોક મલાર.

## ચાલ.

હું અભાગણી પીઉ વીયોગીશું દુખીયારી,
શરાવંણ વીતીયો તોયે શીયામેન વાત વીચારી.

મારીજાન=કહું કેને મનની મોંકાણ,
વેરંણ વીજલી ચંમકે બહુ જોઈ વાગે વીરેહેના બાંણ. ૨

ભાદરવો વરશે ભરપુર વાદલાં ગરજે,
મારીજાન=રાત અંધારી બીવરાવે,
અંધા બુંદ જલ જોઇ જોઇ મને પતી ઇઆદ આવે,
ભરીયા જલથી નદી તલાવ કુવા નાલા,
મારીજાન=મુને નહી અનજલ કંઈ ભાવે,
કોણ મનાવે બોલાવે કોણ પીઉને શમજાવે.

## ચાલ.

ઓ પ્રભુ દયાલુ ક્રીપા કરો અબલાપર,
કરી લેહેર મેહેર મારા પીઉને મોકલો ઘર.

મારીજાન=જલદી જઈ કરો પીઉને જાંણ,
વેરણ વીજલી ચમકે બહુ જોઈ વાગે વીરેહેના બાંણ. ૩

આશોમા વાદલા પાછા ફરવા લાગા,
મારીજાન=વીતી ચાલ્યા આ ચારો માશ,
પાછા ફરયા નહીં પાંમ કીધી મને એટલી બધી નીરાશ,
બેઉ હાત જોડીને કરે પ્રભુની વીંનતી,
મારીજાન=દાદાભાઈ કહે પુરણ થઈ આશ,
આવ્યા શાંમ શુંદર ઘર થયુ અબલાનુ રૂપ પ્રકાશ.

## ચાલ.

જમીયા ભાવતા ભોજન કીધી અતી રૂશનાઈ,
થઈ રેલછેલની મજા મેહેલની માંઈ,

મારીજાન=મનીરાંમ ગુરૂના કરે વખાંણ,
વેરણ વીજલી ચમકે બહુ જોઈ વાગે વીરેહેના બાંણ. ૪

ગુજરાતી—(પુછ ભેદી ખેયાલ.)

## ( રંગત મારીજાન. )

એક પુછ્છ ભેદનો ખેયાલ હાલ મીજલશમા,
મારીજાન=ગીયાનીઓ શમજી મન ધારો,
ચાર ચોકમા ચાર ભેદ ગુની જુવાબ દીયો મારો,
એક નવાઇની જોઇ ગાઇ મૈ અએ ભાઇ,
મારીજાન=હતા તેના બે મુખ દોલદાર,
ચાર પુછડા ચાર શીંગડા હતા આઠ પગ ઇયાર,
પાંણી પીએ નહીં ગાઇ ખાએ નહીં દાણો,
મારીજાન=વલી તેને હતા આંચડ બાર,
એક એક આંચડે શાઠ શાઠ બચ્ચાં ધાવે નીરધાર.

**ચાલ.**

તે ગાઇ અમર છે શદા ન કોઇથી મરતી,
કદી મરે તે પોતે થાય ફરીથી જીવતી,

મારીજાન=ચરે નહીં કોઇદી તે ચારો,
ચાર ચોકમા ચાર ભેદ ગુની જવાબ દીઓ મારો. ૧

કહું બીજો ભેદ એક જોગી અદભુત જોયો,
મારીજાન=ઊંમર તેની એક મહીનાની,
બે બઇરીનો પતી જતી તે હતો ઘણો ગીયાની,
બાર બાર વરશના તીશ છોકરા તેના,
મારીજાન=છોકરી તીશ હતી શીયાની,
હતા ચાર ચેલા જોગીના તેજ પુરશ ધીઆની.

**ચાલ.**

તે જોગી વશે ધરતી અકાશ જલ થલમા,
લઇ કુટંબ વશે વશતી ને પાહાડ જંગલમા.

મારીજાન=અમર તે જતી ગીયાનવારો,
ચાર ચોકમા ચાર ભેદ ગુની જુવાબ દીઓ મારો. ૨

કહું તીજા ચોકનો ભેદ કેદબંદીથી,
મારીજાન=તમે વીદવાન ઘણા ગુનવાન,
શાઠ ઊંટ નવ ખુટથી બાંધો એકીએ દીલજાન,
કોઇ ઊંટ એકીથી નહી ખુંટથી બાંધો,
મારીજાન=બાંધો એકીથી કરો મંડાન,
શાઠ ઉંટ નવ ખુટથી બાંધી કરો પુરૂ બયાન.

## ચાલ.

એક રોજ વાતનો હીશાબ પુછીયો તમને,
નહીં તમને મલે તો ફરી પુછજો અમને.

મારીજાન=કહીશ હું હીશાબ તે શારો,
ચાર ચોકમા ચાર ભેદ ગુની જુવાબ દીઓ મારો. ૩

કહુ ચોથો દાખલો હંનશ બે મેય જોયા,
મારીજાન=હંનશપર ગેંદ શીંહ શાગર,
શાગરપર બે પાહાડ પાહાડપર કંમલફુલ શુંદર,
ફુલપર કોયલ કોયલપર પોપટ બેઠો,
મારીજાન=મીરગ બેઉ બેઠા પોપટ પર,
મરગ ઉપર ચંદ્રમા ચંદ્રપર શેશનાગ મણીધર.

## ચાલ.

કહે જરીફ દાદાભાઈ દાખલા શાચા,
જે જુવાબ દીએ તે જનની ધન ધન વાચા.

મારીજાન=મનીરાંમ શત ગુરૂનો પીયારો,
ચાર ચોકમા ચાર ભેદ ગુની જુવાબ દીયો મારો. ૪

——o——

હીંદુસ્તાંની—ખુદાની તારીફ.

## ( રંગત મેરીજાન. )

મેહેબુબોકા મેહેબુબ જાંરહે દીલબર,
મેરીજાન=વાંહાપે દેવલ ધાંમ નહી,

શીવ નહી વાંહા શગતી નહી ઔર રાધે ષીયાંમ નહી,
એ ધુંધુંકારમે આપ અકેલા રેહેતા,
મેરીજાન=વાંહા કોઇકા ખીશરાંમ નહી,
પાની પવન આકાશ તેજ ધરતીકા નામ નહીં,
નહી ચંદ્ર શુરજ ઔર નહી વાંહા નવ લખ તારે,
મેરીજાન=વાંહાપર શુભહો શાંમ નહીં,
કાદર કરીમો નહીં વાંહાપર રહીમોં રાંમ નહી,
નહી ઇશા મુશા મહમદ જરાતોશ વાંહાપે,
મેરીજાન=વાંહાપે ખત પએગાંમ નહી,
શીવ નહી વાંહા શગતી નહી ઔર રાધે ષીયાંમ નહી. ૧

નહી પીર પએબર પેલવાંનભી વાંહાપે,
મેરીજાન=વાંહા રૂશતંમ એહેરાંમ નહી,
તંનતર મનતર જાદુ ટોના કુછ હીગાંમ નહી,
નહી બશતી બન ઔર પાહાડ ઝાહાડ જલથલ વાંહા,
મેરીજાન=વાંહા ગંમ ઔર આરાંમ નહી,
બાગ નહી બુલ બુલભી નહી વાંહા ગુલ અંનદાંમ નહી,
મૈયખાના નહી મૈય નહી નહી વાંહા શાકી,
મેરીજાન=વાંહાપર શીશા જાંમ નહી,
શીવ નહી વાંહા શગતી નહી ઔર રાધે ષીયાંમ નહી. ૨

નહી ચાંદી શોના હીરે જવાહેર વાંહાપે,
મેરીજાન=વાંહાપર દીરમો દાંમ નહી,
શબજ નહી નલદમન નહી આષક ગુલફાંમ નહી,
નહી રાંજા હીર લૈલી મજનુ શરમદ વાંહા,
મેરીજાન=આષકોકા કોઇ હામ નહી,
નહી વાંહા મજીદ નહીં વાંહા મંદર ઔર ઘર બાંમ નહી,
નહી કુરાન ભાગવત નહી પંડીત વાંહા મુલા,
મેરીજાન=વાંહા કલમા ઓ કલામ નહી,
શીવ નહીં વાંહા શગતી નહી ઔર રાધે ષીયાંમ નહી. ૩

શબ બરનકો એકશા કરકે ઓ માને હએ,
મેરીજાન=હલાલો ઔર હરાંમ નહી,

ચાહ્યા નહી ઔર પીયાર નહી વાંહા કુછભી કાંમ નહી,
નહી જરીફ બંદા કી ગુની કોઈ વાંહપર,
મેરીજાન=વાંહા દારાકા મુકાંમ નહીં.
નહી તુકન શાહેલી વાંહાપર પાહો ગુલાંમ નહી,
એ ઘટ ઘટ પીયાપીક શબકે નજરમે ફીરતા,
મેરીજાન=ઔર કેહેતા મનીરાંમ નહીં,
શીવ નહી વાંહા શગતી નહી ઔર રાધે પીયાંમ નહી. ૪

——o——

હીંદુશતાની—તારીફ માલકની, મદત ખુદાની.

## ( રંગત મેરીજાન. )

કંઈએક દુશમના હંમે દેખ જલતે હએ,
મેરીજાન=એ કબ અશીલકી મશતી હએ,
ખોફ નહીં દુશમનકા હમતો યેજદાપરશતી હએ,
ન દુષમન કીશીકે દોશ ન કીશીકો જાને,
મેરીજાન=જાને ઉશ માલકકા બશ હંમ,
હોગા મેહેરબા ઇયાર તો કોઈ કેયા માર શખેગા દંમ,
જાને હંમ શનમકી કુદરતકો પેછાને,
મેરીજાન=નહીં હએ ઔર કીશીકા ગંમ,
ઇયાદ શનમકી કરે ડરે નહીં ચાહેતો શરહો કલંમ.

### ચાલ.

હએ મરતબા શબશે મેરે શનમકા આલા,
એ શબમે રેહેતા ઔર વો શબશે નીરાલા,
ચાહે કોઈ દગેશે દેવે ઝેહેરકા પીયાલા,
પીઉં ઉશકા લે નામ ફીરૂં મતવાલા,

મેરીજાન=મેહેર મેરે દીલમે બશતી હએ,
ખોફ નહીં દુષમનકા હમતો યેજદાપરશતી હએ. ૧

ગર લાખ દુષમનના ઘેરે આકે મુજકો,
મેરીજાન=ફેંકે ગર મુજપે કશકે તીર,

એક વીર ના લગે જખ્મ બીન શાબીત નીકલે શરીર,
ફરે ભાઈબંદ દોશદાર એશ અકરૂબા,
મેરીજાન=ન ફરે એક વો પેજદા પીર,
તો કોઈ દેવે ઝેરતો પીઉં શમજકે ઉશકો બીર.

## ચાલ.

વો ગુલ હએ રંગીલા મેય હું ઉશકા માલી,
શબ ગુલમે ઉશકી બુંએ શમાઈ આલી,
ઉશકી કુદરતશે ઝુકર હી હએ હર દાલી,
જાંહાં દેખો વાંહા નહીં કુદરત ઉશકી ખાલી.

મેરીજાન=અજબ કેયા જંગલ બશતી હએ,
ઓફ નહીં દુષમનકા હમતો પેજદાપરશતી હએ. ૨

દુનીયામે દેખે દોશ ઈયાર મતલબકે,
મેરીજાન=કરે વો મુશે મીઠી બાત,
દીલમે રખકે દગા શગા હો કરતા અપની ઘાત,
લીયાનત એશે દોશોપે પડોજી ઈયારો,
મેરીજાન=જો હોતે હયેં જાત કે કમજાત,
હોગા તુખંમમે ફેર ઉનોકે બતલાતે અવકાત.

## ચાલ.

દેખી હમને કોઇ ઇયારોમે નહી વફાઇ,
અજમાઇ બાત નહીં કેહેતા હું મેય શુનાઇ,
પેહેલે તો કીશે રખના નહીં અષનાઇ,
રખકે અષનાઇ કરના નહી બુરાઇ.

મેરીજાન=દોશતી દીલમે ધશતી હએ,
ઓફ નહી દુષમનકા હમતો પેજદાપરશતી હએ. ૩

શબ છોડ જાંહાંકી જીકર નાંમલુ પેજદા,
મેરીજાન=જીશે શુધરે મેરા શબકાર,
ચાહે દુખ આફતમે તો ઓહી લગાવે પાર,
કહે જરીફ બંદા શુખુન શબ નશીયતકે,

મેરીજાન=રબ્બો એક યેજદાકા આધાર,
ઉશકી મેહેર જો હોગી તો જાવે કંઇ દુષમન હાર..

**ચાલ.**

પ્રેમચંદ માધવ હરી કેશવકો લગે પીયારા,
પીયારા જીવાજી શંગ આદરજી નીયારા,
શબકો માલુમ મનીશંમકા મુરશદ દારા,
દારાકો ફકત એક યેજદાકા હય્યે શાહારા.

મેરીજાન=કમરમે શુદરા કશતી હય્યે,
ખોફ નહીં દુષમનકા હમતો યેજદાપરશતી હય્યે. ૪



હીંદુસ્તાંની—મીઠાઇના નામ—ક્રીશનજીનો થાલ.

**( રંગત ઝડકી. )**

જશોદાજી કર બીચાર, નંદાજીશે પુછકે શાર,
કરી રશોઇ તયાર, ઝટ બુલાઅે ગુવાલ બાલ*
તરા તરાકી મીઠાઇ, પરશે જશુમત માઇ,
જીમે બલદાઉ કનાઇ, છોટે લાલનકે લાલ*
પતલ દોને તુર-તદારે, બૈઠે ગુવાલ હારો હારે,
દોનુ ભયા બૈઠે લારે, જીમનેકે લીઅે*
લદુજલેબી મેશુબ, માલપુવે ધરે ખુબ,
ખીમે ખાજે ઇમરતી દુબ, મોદક નીયારે કીઅે*
હલવા આલા શુકાનીયારા, શુતરફેની શકર પારા,
ઘેવર ગગનભીદારા, ચપરા શાટે ધર દીઅે*
બોરમા બાલુશાઇ, પેઠા ગોપાપુરીલાઇ,
ખંજુરી નોકદીન શવાઇ, શેવ ખુબ ઘી પીઅે*

બરફી પેડે લાએ ધને, એલચીદાંને શાકર ચને,
કાજુ મીઠે મીઠે બને, શંગમે ધરી શુવાલ*
તરા તરાકી મીઠાઈ, પરશે જશુમતમાઈ,
જીંમે બલદાઉ કનાઈ, છોટે લાલનકે લાલ* ૧

શીંગાડે ગુલાબ જામન, ઓપરાપાક લાગે પરશન,
મોતી ચુરકા કર શમરન, ગુંજી શંગ પીયારી*
હલવા દુધીકાઆલા, ગુલાબ છડી ગુલકંદ કાલા,
માવા મીઠા ફીકા દાલા, પરશી માંવેકી ધારી*
ચના પાપડી શાબુગોલે, રેવડી બતાશે અનમોલે,
વરીઆરીદાને ઘોલે ઘોલે, ગોરપાપડી નીયારી*
કેશરપાક શીરા શાક, દારી લપશીમે દરાક,
પુરનપોલી દુધપાક, જીમન હોએ ભારી*
શીકન બાશેદી કચોડી, શેવશંગ હએ પકોડી,
ઉશમે મીરચી ખુબ છોડી, દીએ ગાઠીએ ભજીયે ડાલ*
તરા તરાકી મીઠાઈ, પરશે જશુમતમાઈ,
જીમે બલદાઉ કનાઈ, છોટે લાલનકે લાલ* ૨

બુંદી મગજ ચુરમા ઇઆર, લીંબુ કેરીકા આચાર,
ખટા મીઠા દોનુ શાર, પરશે કડી ઓર ભાત*
પપડ બડી તલાઈ, ખુબ તરકારી મંગાઈ,
શબી પતલમે ધરાઈ, જીમે શબી હીલમીલ શાત*
ધરે મીલકે ભોગ છપન, શબી લાગે ફીર જીમન,
જીંમે ગુવાલબાલ કીશન, ખડી જશુમત માત*
ભયા આંનંદ શબકે મન, જૈય જૈય કરે ધન ધન,
જીંમકે ઉઠે હએ શબ જન, ધોયા અપના મુંઓ હાત*
ફીરશે જાજંમપર બીઠાએ, પાન બીડેભી બટાએ,
ગુલાબ અતરભી છટાઓ, શબ કોઈ ભએ ખુશાલ*
તરા તરાકી મીઠાઈ, પરશે જશુમત માઈ,
જીમે બલદાઉ કનાઈ, છોટે લાલનકે લાલ* ૩

લાએ તુરરે ગુજરે ઇઆર, દીએ ગલમે શબકે દાર,
હોત આંનંદ અપાર, કરતે નાચ ઓર રંગ*

હોત નાચ મચી ધુંમ, રહે આંનંદમે ઝુમ,
કોઈ પ્યારહે માજુંમ, પીતે શબજી ઔર ભંગ*
કહે જરીફ દાદાભાઈ, છપન મીઠાઈ ગાઈ,
એશી કરના ચતરાઈ, ફીરકે બજાના ચંગ*
ગઇ અમન ચમનમે રાત, અંગીયા દે જશોદા માત,
ગએ ગુવાલ બાલ શાત, ભયા આંનંદ ઊમંગ*
નવરોજ જીવાજી રંગ લાલ, નશરવાંનકી નીયારી ચાલ,
જેશી શાચેકી ઢાલ, ગાએ મનીરાંમ ખેયાલ*
તરા તરાકી મીઠાઈ, પરશે જશુમત માઈ,
જીમે બલદાઉ કનાઇ, છોટે લાલનકે લાલ* ૪

——o——

હીંદુસ્તાંની—ચુરનના નામ.

## ( રંગત ઝડશી )

ચુરનવાલેકી દુકાન, જાનોતો ઓતીશામાન,
જીશકા ઓલુ મૈય બયાન, શુનલે ભાઈ*
મેરા ચુરીનીકા કાંમ, મતલબ શારા કહું તમાંમ,
શુનલે નીયારે નીયારે નામ કર ચતરાઈ*
શોંપ અજવાયન પીપર, જીરા શાજીરા ઔર હર,
ઉશ પાંચો મીલાકર, ખુબ કુટવાના*
ઔતો ચાર ચીજમે ભીજે, ઉશમે નીમક મશાલા દીજે,
ફીર ચુરન બના લીજે, છોડ અનાર દાના*
ખાતે જાવે તનકા દુખ, હોત શબી તનકા શુખ,
ઉશે લગતી જાદેભુખ, પાનીમે ખાના*
ઉશમે અમલબેદ કુડાના, જીશકો ખુબ તરે પીશવાના,
ફીરશે ગોલીયા બનાના, શુનલે શીયાના*
બનાઈ દાડમછાલ, શેંધાકાલી દરાક દાલ,
જીશમે ખુબ દીએ હએ માલ, શીલપે પીશવાઈ*
મેરા ચુરનીકા કાંમ, મતલબ શારા કહું તમાંમ,
શુનલે નીયારે નીયારે નામ, કર ચતરાઈ* ૧

કેશરપાક હમ્એ શરનાંમ, ડારી ચીરોંજી બદાંમ,
ખાતે જીકોહો આરાંમ, પડા મશાલા*
પાકકે ચાર પરકાર, દીએ શબી મશાલેદાર,
ખાતે બદન હો તયાર, બડા ગુનવાલા*
નીશકી રેહેતી માજુંમ, ખાને આંખોમે ગઇ ધુંમ,
ગીરતા પડતા ઝુમ ઝુમ, રહેમતવાલા*
ઉશમે પીશ ડારી ભંગ, ખાતે આંખા હો ગઈ તંગ,
જીશમે તરા તરાકા રંગ, ધુટકે ડાલા*
ગોલી અમલબેદ લે જાવે, ઠંડે પાનીમે પીલાવે,
દીનમે તીન બખ્ત ઓ ખાવે, જાવે ગરમાઈ*
મેરા ચુરીનીકા કાંમ, મતલબ શારા કહું તમાંમ,
શુનલે નીયારે નીયારે નાંમ, કર ચતરાઈ* ૨

જીને ખારક લેકે ખાઇ, જાવે પીત ઔર બાઇ,
ઓવે બાદીઓ કચાઇ, શેતમે બા જાના*
શાલંમ મીશરી શાલંમ પાક, કાલી મીરચી કાંલી દરાક,
ખાતે જાએ તન શુજાંક, હોવે મડદાના*
ધનીએ કુટવા કે ફીલ હાલ, જીનકે છીલકે દીએ નીકાલ,
દીએ માલ મશાલે દાલ, ઘીમે ભુજવાના*
ડાલા શેંધા કાલાલુન, જીનકુ ઘીમે દીયા ભુન,
ધનીએ ખાતા બડતા ખુન, હોત મશતાના*
જબકે કાવડ ઓ શજાઇ, જીશકી કેયા કરૂ બડાઈ,
જીશમે લાઓ હું દવાઇ, મખન મીશરી મીલાઇ*
મેરા ચુરીનીકા કાંમ, મતલબ શારા કહું તમાંમ,
શુન લે નાયારે નીયારે નાંમ, કર ચતરાઇ* ૩

જરીફ મીર કહે એં છંદ, ખુબ હરફ કડીબંદ,
શુનકે હો શબ આનંદ, બડે શેયલાની*
તગ ઔર તબર, વાહશી શંગ ગાતા ખંજર,
ગાયા કલગીકે ઉપર, શુન લે ગીયાની*
ગાતે દાદાભાઇ, કાનજી જીનકે શંગ શવાઇ,
જીકરી ચુરનકી બનાઇ, હીંદુશતાની*
તુને ગાયા હોતા ચુરન, જીશમે દવા નહીં શંમપુરન,

ગાએ બરશેદજી વોઝુરન, ઇમરતબાની*
મનીરાંમ કહેતા શીયાના, ચુરન મડદોકા હયે બાના,
કલગી કેયા જાને જનાના બડીહરજાઇ*
મેરા ચુરીનીકા કાંમ, મતલબ શારા કહું તમામ,
શુન લે નીયારે નીયારે નામ, કર ચતરાઈ* ૪

——0——

ગુજરાતી—જનાવરોના નામ.

## ( રંગત ઝડપી. )

ચડે ઉડે એશે ઠાંમ, ધરતી પાણીમા વીશરાંમ,
એવા જનાવરોના નાંમ લખું ભાઇ*
અનેક જીવજંત એનો મલે નહીં અંત,
કોઇ ગીયાની હોય મહંત શમજાવે ગાઇ*
ગરૂડ સીમુરગબાજ, હોમા ફરે મલેરાજ,
ચાટવના માથાપર તાજ, શોભે કલંગી અપાર*
ઢેચા દાદુર મોર, મેના પોપટ કરે શોર,
તીતર તુતી વયા ભોર, બોલે હીરામણ કંઇ વાર*
બગલા મુરગાબી શારશ, લાંબી પાહાડીને પારશ,
બતક પેનશો ને હંશ, તીતો કાગડાયો કુંમાર*
શકરો તુતી કબુતર, તીતવન પપઇયા કાબર,
બુલબુલ કુલંગ નુરી જબર, કરે કાગડો કીલકાર*
કડાને ગબડ ફોડો, કડીઆડી લકડકોડો,
ચકલા ચકલીનો જોડો, ભાલુતુરી જંગલમાઇ*
અનેક જીવજંત, એનો મલે નહીં અંત,
કોઈ ગીયાંની હોએ મહંત, શમજાવે ગાઈ* ૧

ઢેલને ગેરી દરો, હરીયા કાકાટવો ખરો,
હોલો કરે શરોપરો, કોયલ કારી*
ઝડપીયા ઘુવડ શાથે, વડવાંદરી ઊંધે માથે,
હપકો રાતરાની વાતે, ટીટોરી પીયારી*
વલી કાકન ને માંગ, મરગો મારે ખુબ બાંગ,
ગીદની ચાંચ મોટી ટાંગ, ખાયે મનુશ ભારી*

જલ કુકડીને ધાર, લવા તરકી તરાદાર,
લીલ ખરગોશ અપાર, પંખી પંખીયન શારી*
શીંહ ગેંદાની જોડ, ઘોડા મારે ઘણી દોડ,
વાઘ વરૂની ઓડ, શીંહ તોડે પલમાંઇ*
અનેક જીવજંત, એનો મલે નહી અંત,
કોઈ ગીયાનીયો મહંત, શમજાવે ગાઇ* ૨

ભેંશ ગોધો ઉટ હાતી, ગાઇ બેલ બને શાતી,
બકરી ઘેટી કારી રાતી, નહીં ચીતાનો પાર*
કોલા કુતરા ને ઊંદર, રીંછ ભુંદ મેંઢો ડુકર,
હરન વાંદર શાબર ખચર, જોયા શેઝ બેશુમાર*
ગોધો શશલો કાલુ પાડો, રાની બીલાડી બીલાડો,
શરડો નોલીયો કુંઓ જાડો, શીલીલીયું કાટાદાર*
ખલેડી શરપ મછર, વીછી પાટલાઘોઇ જબર,
માકડ જુ લીખ ચાંચર, તીરએતી કરે ખુવાર*
કીડી મકોડી કશારી, કમલો ડાંશ કરડે ભારી,
ભંમરો ભમે ફુલવારી, આશક ફુલનો શવાઇ*
અનેક જીવજંત, એનો મલે નહીં અંત,
કોઈ ગીયાનીયો મહંત શમજાવે ગાઇ. ૩

પતંગીયો આંગીયો ચમકે બહુ, ઇર કીડા માખી શહુ,
ગુજરી કરાડીયો પડેરૂ, છેમધાનેમધર*
અરાશીયા કંઇ હજાર, થાએ વરશાદમો ઇયાર,
કાનખજુરીઆ અપાર, શાંવા બાગા ગોરખર*
મધમાખી મધ ચાટ, કરમ કાચઓ શુશવાટ,
કરે દેડકો ગોગાંટ, ખીલ માકડી ને ખર*
દારા નવરોજ નશરવાંન, મુરાર જીવાજી જવાન,
જનાવરોનુ બયાન, ગાઇયું દંગલ અંદર*
કહે મનીરાંમ, જનાવરોના નામ તમાંમ,
તમે બોલો કવી આંમ, કરો ચતુરાઇ*
અનેક જીવજંત, એનો મલે નહીં અંત,
કોઇ ગીયાની હોએ મહંત. શમજાવે ગાઇ* ૪

———o———

## વાંણીયા બ્રાંમણ વીશનવ આ ખેયાલ વાંચે નહી.

### ગુજરાતી.—હોટલનુ જમન, માથલીના નામ.

### ( રંગત ઝડપી. )

માથલીના શોકી જુવાન, ઘાટી પારશી મુશલમાન,
ભેગો હતો કીરશતાન, ગયા હોટલમો જાર*
હોટલવાલાને બોલાવી, શઉ માથલી મંગાવી,
હોટલવાલે મેલી લાવી, ખાએ મલી દોશ ચાર*
ભીંગ ગોલ ને રામશ, હલવો શુરમાઈ શરશ,
છમના મેલ્યા આઠ દશ, બોઈ તેલમા તરી*
લીલા બોંમલા તલેલા, લેવટા મેલ્યા તેને ભેલા,
માદરીયાએ વેલા વેલા, લાવ્યા તયારી કરી*
તુમડી મુકી પેલવેલી, જીભટી મેલી ભેલીશેલી,
ભનજી રકાબીમા મેલી, જુદી જુદી શઉ ધરી*
ખાંદામુઇ ને શકરો, તાડમુડીયો જેમા ખરો,
પાહાડી છેવાર ગોદરો, લાવ્યા માથલી બીજી ફરી*
કુટો કોલમી કોલમકશ, મુકીયો અંમબારનો રશ,
ઘી પાઉવું નશોનશ, કીધો પાટીયો તયાર*
હોટલવાલાને બોલાવી, શઉ માથલી મંગાવી,
હોટલવાલે મેલી લાવી, ખાએ મલી દોશ ચાર* ૧

કાલુનો પઈ દાબી, તેની ભરી ખુબ રકાબી,
નાખ્યો અરક માંઈ ગુલાબી, લાવી રાખી ટેબલપર*
બોરવા મુકીયા પકાવી, પરશાને ખુબ બનાવી,
ઘીમાં તીરશાને તરાવી, મેલ્યા રકાબી અંદર*
લેડીફીશ માથલી પીયારી, તરી ગરભ રાખી શારી,
ગોઠવી રકાબીમા નીયારી, ટેબલ ઉપર શુંદર*
માંગનની રકાબી લેઈ, મેલી ટેબલપર જઈ,
કરવટીયાને તંઈ, લાવ્યા વેખરૂ પાખર*
કલચડા ને શાંઠ મુશી, ચાંન ખાવાની થઈ ખુશી,
શીંગાડા લઈ ઘી ચુશી, ખાયે થાયે તાકતદાર*
હોટલવાલાને બોલાવી, શઉ માથલી મંગાવી,
હોટલવાલે મેલી લાવી, ખાએ મલી દોશ ચાર* ૨

ધુંમેર ને વાંમ, ઝીંગા ભેગો મુકીયો ટાંમ,
શલપી માથલીનુ નાંમ, વાવટી મેલી તેની પાશ*
ભુદરા ને ગોવારો, ખજુરો મેલ્યો તો શારો,
કાગડો બાંગડો બહુ પીયારો, મુકીયા બાટલી ગલાશ*
ચોંડા મગર ને કાંઠી, પીલશા માંઈ શરકે છાંટી,
ખાધો રશ ચાટી ચાટી, એવા માથલીનો શાશ*
કટલેશ કબાબ, મુકીયો બાટલીમાં શરાબ,
પોટવેંન બરાંડી ગુલાબ, ખાએ પીએ બેઠી હાંશ*
બતક પેનશાની વાની, ચાંપ મરઘીની બીરીયાની,
ઈંડા તરકીબી મજાની, કારી ચાવલ ખુશબોદાર*
હોટલવાલાને બોલાવી, શઉ માથલી મંગાંવી,
હોટલવાલે મેલી લાવી, ખાએ મલી દોશ ચાર* ૩

કીધા ખુશી ખુબ ખવરાવી, હાત પાણીથી ધોવરાવી,
મેલી ફરૂટ અનેક લાવી, ચીકુ પેર ગુલાબી જામ*
શંનતરા મોશંબી નારંગી, અંજીર તરબુજ જેમાં જંગી,
દાડમ મેલ્યાં તેને શંગી, રામફલ કેલાં આંમ*
ચીભડુ અંનનુશ પપેનશ, ભરીયો લીલી દરાકનો તશ,
શકરચંદ ને કનશ, વલી પશતા બદાંમ*
ઉઠીયા મોનુ શંમારી, ખાધા પાન ને શોપારી,
હોટલવાલાને મેહેનત ભારી, જોઈ આપીયું ઈનાંમ*
દારાની નીયારી ચાલ, કહે નવરોજજી રંગલાલ,
હોટલવાલાનો ખેયાલ, ગાએ મનીશંમ ઈયાર*
હોટલવાલાને બોલાવી, શઉ માથલી મંગાવી,
હોટલવાલે મેલી લાવી, ખાએ મલી દોશ ચાર* ૪

———o———

ગુજરાતી—શાક ભાજીના નામ.

## ( રંગત ઝડશી. )

મારા શમજો રાંમભટ, કરો રશોઈ ઝટપટ,
શાક શઉ જાતના શટ, દીજો હીંગનો વઘાર*

ધાંણા જીરૂ મરચુ વાટી, આદુ ઓપરૂ વાટી ઘાટી,
કોથમીર હરદર કુટી કાટી, નાખી કરો મશાલાદાર*
જાવો મારકીટને માંઈ, લાવો દુધીને તુરાઈ,
દાંગર બટાટા શવાઈ, ભેગા કાંદા શુરન*
વેગના રતાલુ ગોધારી, ભીંડા ગલકા હુલકર ભારી,
દબલબી ફરશબી શાગી, ભેગા ગાજર શકરકંન*
લાવો કટોલાં કારેલા, શલગંમ કવડાબીટ ભેલા,
કોબી બીટ લાવો વેલા, જે જોઈ થાઉં મગન*
કાચા કેરાં બદીદ કરી, કાકડી ટીંડોરા ખુબ ભરી,
શફેત કોલુ ગુવાર ફરી, લાવો પદોરાબી તન*
વાલોર ચોરીને ફનશ, શરગવાની શીંગ શરશ,
કાચા ચીભડાં લાવો દશ, કાલી ફુલાવર ચાર*
ધાંણા જીરૂ મરચુ વાટી, આદુ ઓપરૂ વાટી ઘાટી,
કોથમીર હરદર કુટી કાટી, નાખી કરો મશાલાદાર* ૧

ગીરીંનશીશને ટાંમેટાં, બીલમડી કોથીમડા મોટા,
ડાંભાની ભાજીના શોટા, લાવો શુવાની ભાજી*
મેજીની ભાજી ચોલાઈ, પાલક બતુમડો ભાઈ,
ગોલની ભાજીબી શવાઈ, તાંદલજાની ભાજી તાજી*
લાવજો ભાજી ટાંકલાની, માંઈ નખાવજો મુલાની,
અલુની ભાજી મજાની, તે લાવજો ઝાંજી*
માચ્ચાની ભાજી વટાના, વાલ મગ મકના દાના,
ચારા ચણા બહુ મજાના, લાવજો થઇ તંમે રાજી*
લીલી હરડરને ફુદીનો, લેજો જોઈ ઝીનો ઝીનો,
જે હોએ પાંણીમાં બહુ ભીનો, લેજો કમરખ એક હજાર*
ધાંણાં જીરૂ મરચુ વાટી, આદુ ઓપરૂ વાટી ઘાટી,
કોથમીર હરદર કુટી કાટી, નાખી કરો મશાલાદાર* ૨

કરમદા મોગરી લેવા જાવો, રાઈ મેથી લશન લાવો,
લીંબુ કેરી લેતા આવો, ભેગા પાપડ વડી*
લાવો લોટ ચણાનો ખાશ, મોડા લીંબડો લેજો પાશ,
લાવજો ખાટા દહીની છાશ, તેની કરીશુ કડી*

ભટ આવ્યા લઈ બજાર, કરી રશોઈ તયાર,
જમવા બેઠા શેઠ ને નાર, પીરશે ભટ ઘડી ઘડી*
શીરો પુરી ભજીઆ લાલ, કઢી ભાત છુટી દાલ,
શાક શઉ જાતના હાલ, મજા જમવાની પડી*
ખાઈ પીને ભરીયું પેટ, ખુશી થયા શેઠાણી શેઠ,
ભટ તેં ખુબ કરી વેઠ, તારો વધારશુ પગાર*
ધાંણા જીરૂ મરચુ વાટી, આદુ ખોપરૂ વાટી ઘાટી,
કોથમીર હરદર કુટી કાઠી, નાખી કરો મશાલાદાર* ૩

શેઠ થઈ ગયા પરશન, પગાર વધારીયો રૂપીઆ તન,
ભટના હશી ખુશીમા દન, લાગા જવાને*
ભટની ભટાણી, દુખણા લીએ હાથ તાણી,
મેલી ચુલા ઉપર પાણી, બેઠા નાહાવાને*
પછી કરી પાટ પુજન, કીધુ હરીનુ શમરન,
બનાવીને ખુબ ભોજન, લાગા ખાવાને*
દાદાભાઇની હુશીયારી, ગાઈ અનેક તરકારી,
નવરોજ જીવાજી જાયે વારી, બેઠા ગાવાને*
કહેછે મનીરાંમ, કહો શેઠ ભટનુ નાંમ,
નહીતો ગાઉછે હરાંમ, ઝટ પેરી લીયો હાર*
ધાંણા જીરૂ મરચુ વાટી, આદુ ખોપરૂ વાટી ઘાટી,
કોથમીર હરદર કુટી કાઠી, નાખી કરો મશાલાદાર* ૪



## રંગત છોટીજીની દોડકડી.

ગુજરાતી—આતમના શઉ શગાં.

### ( રંગત દોડકડી. )

જીવતાના શઉ શગા ભાઈ બેન સ્ત્રી બાપને માએ,
મુવાનુ શગુ ન કોઈ થાએજી,

બેન કહે ભાઈ મારો નારી કહેછે ભરથાર,
બાપ મા કરે હેતથી પીયારજી,
કોઈ કહે કાકો માંમો કોઈ કહે પ્રાંન આધાર,
જીવના શગાં કુટંમ પરીવારજી,
દાશ કહે દાશતાર તું મારો તુજવીન નહી શોવાએ,
મુવાનુ શગુ ન કોઈ થાએજી. ૧

અંનતે કોઈ નહી શગુ માટે નર તજીદે માન ગુમાન,
ધરીલે એક પેજદાંનુ ધીયાનજી,
જાંવેર પરગટ છે કાયામા પીયારો તન મન પ્રાંન,
તાંવેર નેકીકર નાદાનજી,
મારો મારો કહીને મીઠું બોલી શાથ શઉ ખાએ,
મુવાંનુ શગુ ન કોઈ થાએજી. ૨

જીવતે જીવત પેરાવે દાગીના શોળ શનધાર,
ગલામા નાખે નવશરો હારજી,
મરી જાએતો શગા આવીને બોલે કરી અંહેકાર,
ઉતારો શાજ શરવે આવારજી.
કાહાડો કાહાડો એને ઉપાડો જલદી કરો વીદાએ,
મુવાંનુ શગુ ન કોઈ થાએજી. ૩

કહેવાનુ હતુ તે કહી ચુકીયો હવે કર નેકીનું કાંમ,
જેથી થાએ જગમા તારૂં નાંમજી,
દાદાભાઈ કહે દયા રાખી કરો ધરંમને ખરચો દાંમ,
એવી નશીયત દેછે મનીરાંમજી,
નવરોજજી જીવાજી લાવણી નર તુરાંની ગાએ,
મુવાનુ શગુ ન કોઈ થાએજી. ૪



ગુજરાતી—કલજુગ વીશે.

( રંગત દોડકડી. )

આવ્યો જમાનો કલજુગનો જાએ છોડી પતીને નાર,
કરે પર પુરશ વેહેવારજી,

બાપ જુવે દીકરાને દીકરો અંનતે ન બાપનો થાએ,
બાએ દીકરીની કંમાઈ માએજી,
બ્રાંમણ ભુખે મરે ભડવાવો માલ મલીદા ખાએ,
ભાઈ બેનોના ઘેરમાં જાએજી,
વીધવા કંઈ સ્ત્રી શજે તન ઉપર શોલ શણગાર,
કરે પર પુરશથી વેહેવારજી. ૧

નીચ કરેછે રાજ ઉંચા તે નમે જોડીને હાત,
કીધો કલજુગે શહુનો ઘાતજી,
વીષનવ બ્રામણ મરજાદીએ ખોલી પોતાની જાત,
થયા શહુ ભ્રષ્ટ શું કહું હું વાતજી,
ભાડેથી કહે ભાઈ ભાઈ છાનો મન ગમતો ઇયાર,
કરે પર પુરશથી વેહેવારજી. ૨

માહાદેવ તેત્રીશ કરોડ દેવતા વશીયા જઈ કેએલાશ,
લીધો વીશનુએ વંઇકુટ વાશજી,
પંડીતો પદ ભ્રષ્ટ થયા પીએ દારૂ ખાએ માશ,
કીધો કલજુગે શતીયાનાશજી.
બ્રામણને ઘેર તુલશી નહી ઢેડાને ઘેર અપાર,
કરે પર પુરશથી વેહેવારજી. ૩

જે ન જોયું હતું તે કલજુગમા શરવે જોયું,
શહુ અંધાપામાં ખોયુંજી,
અશરાપી લઈ લીધી બી કમજાતીનું બોયું,
મેલુ મન ચાફ નહીં ધોયુંજી,
દાદાભાઈ મનીરાંમ કહે રાખો રાંમનો આધાર,
કરે પર પુરશથી વેહેવારજી. ૪

———o———

ગુજરાતી—કલગીવાલાનો જવાબ.

**( રંગત દોડકડી. )**

શપુત પુત જે હોએ તે માત પીતાની પુરે હાંમ,
આવે ઘડપણમા અંનતે કાંમજી,

કમાઉપુત ઇયા શપુતના પગ બચપનથી વરતાયે,
રૂપ નહી શપુતનુ શંનતાયેજી,
શીખે શીખાડે ખાએ ખવાડે દયાનો દાનો થાયે,
કરે નીત માત પીતાની શાયેજી,
ઇંદ્ર ચંદ્ર શુર નારદ શારદ ગંદ્રવ દેવ જશ ગાયે,
શપુતના ગુંણો નહીં વખણાયેજી,
માતને શમજે શીતા શપુત પીતાને શમજે રાંમ,
આવે ઘડપણમા અંનતે કાંમજી. ૧

રાંમચંદ્ર જેવાએ પીતાનુ વચન કીધુ શનમાન,
ગયા વનવાશ તજી અશચાનજી,
પીતાના કેહેવાથી ઇંદ્રજીતે રંણમા ખોયો પ્રાંન,
કપાવીયું માથુ ચેલઇએ જાનજી,
પાંચો પાંડવ માને વચન માતાનુ ધરે શઉ ધેયાન,
હતું રોહીદાશને શાચુ ગીયાનજી,
શરવણ માત પીતાની બેંગી લઈ ફરીયો ગાંમો ગાંમ.
આવે ઘડપણમા અંનતો કાંમજી. ૨

દેવોભી માત પીતાનો માનતા હતા આભાર,
શપુતનો એવો શફલ અવતારજી,
કપુત પુતને વાહાલી હમેશા લાગે ઘરની નાર,
માત પીતાનો કરે તીશકારજી,
માત તાતને દીએ દુખ સ્રીને દીએ શુખ શાર,
અંનતે પડે નરક્મો જારજી,
કપુત પુત હોએ ભગત્ત તોખી નહી મલે વંઇકુટ ધાંમ,
આવે ઘડપણમા અંનતે કાંમજી. ૩

કપુત પુત હોએ પઇશાવાલો વલી હોએ ગીયાની,
તોએ તેની અંતે થશે હાનીજી,
ગરીબ શપુત પુત હોએ તેનેપર શઉના મેરબાની,
કદર તેની શઉએ જાનીજી,
દાદાભાઈ ઉશતાદની નશીયત લેજો શઉ માની,
હરી કહે શપુતની કાહાનીજી,

ટુટેલા તમે ખેયાલ ન ગાતા કહેછે એમ મનીરાંમ,
આવે ઘડપણમા અંનતે કામજી. ૪

—o—

ગુજરાતી—કલગીવાલાનો જવાબ.

## (રંગત દોડકડી.)

શાગરીત કરૂ તો એવો કરૂં જેથી થાએ નાંમને કાંમ,
પુરન થાએ મારા મનની હાંમજી,
ધરંમગુરૂએ મને શીખવ્યું વાંચવા પોથી પુરાન,
જેથી મને મલેછે જગમા માનજી,
ઉશતાદ કીધો તો એવો કીધો હું જલદી શીખીયો ગીયાન,
લાગો કરવા નીત નવા બયાનજી,
ગુરૂ ગીયાંન આપેતો ચેલો થાએ ન નીમક હરાંમ,
પુરન થાએ મારા મનની હાંમજી. ૧

બાલપનમા મને મેલીને ગયા પીતા ને માત,
તીયારથી રહો હું દોશી શાતજી,
દોશતી મેંય એકની કીધી બશ એકનો પકડીયો હાત,
તેમા ના થાએ કોઇદી ઘાતજી,
એવા દોશતો ઘણાછે મારા બીજા હાંમો હાંમ,
પુરન થાએ મારા મનની હાંમજી. ૨

સ્ત્રી કીધીતો એવી કીધી જાણે કોઈ લગનની નાર,
ફરીયો હું ખુશીથી ફેરા ચારજી,
જાત ન થાએ આપણી કજાત દીએ માથુ કોઇદી ઇયાર,
એવો મેંય નીશચે કરીયો વીચારજી,
જોઈ ચુકીયો બશ ફરી ચુકીયો હું કંઈ એક ગાંમોગાંમ,
પુરન થાએ મારા મનની હાંમજી. ૩

માયા જગતની ખોટીછે એક શાચો તે કીરતાર,
રાખ તેનો તુ નર આધારજી,
દાદાભાઇનો દોશ એક તે શાહેબ શરજન હાર,
કહે નવરોજ નંમીને ઇયારજી,

ગાઉ બજાઉ કરૂં નાંમ મુરશદનુ કહે મનીરાંમ,
પુરન થાએ મારા મનની હાંમજી. ૪

———o———

હીંદુસ્તાંની—(કલગી કે ખેયાલપર ખેયાલ.)

## ( રંગત દોડકડી. )

આવે જીશદંમ શનમ અપની ઝુલફોમે અતર મલકે,
લેવે દીલ કીતનો કે છલકેજી,
કારે કારે દોરે દીએ હએ નૈનમે કાજલકે,
પૈને પએજાંમે મખમલકેજી,
અંગીયાં બુટેદાર લટકતે લછે પાતલકે,
વજનમે ગુલશે થે હલકેજી,
એશે માશુક દેખે નહી ચીન લંડન કાબલકે,
લેવે દીલ કીતનોકે છલકેજી. ૧

હાલ લઓને કરલીના માનીંદ ઓ નલકે,
પૈને પોશાંગ હએ કમલકેજી,
પએરોમે પડ ગયે છાલે કંઈ લઓ ચલ ચલકે,
રહે મોવતાજભી અંનજલકેજી,
જાંહાં દેખુ વાંહા શામને આકે ચોકલ શનમ ઝલકે,
લેવે દીલ કીતનો કે છલકેજી. ૨

મેરાભી દીલ ભયા નાતવાં હીજરમે તલ મલકે,
ગઈ હડીયા બીલકુલ ગલકેજી,
કલ કલ કલ કલ કરકે શનમને કીએ બે કલકે,
તોભી બાઈદે કરે કલકેજી,
હાલ ફકીરાના કરકે ગએ તરફવો જંગલકે,
લેવે દીલ કીતનો કે છલકેજી. ૩

પાહાડો પાહાડ ઔર ઝાડો ઝાડ કંઈ બીજ ચએ ફલકે,
ગીન ચુકે તારે બાદલકેજી,
આયે લવટ બશતીમે થકેલે થે હંમ મનજલકે,
કીએ દરશન દીલ દેવલકેજી,

દાદાભાઈ મનીરાંમપે દુષમન લખો મરે જલકે,
લેવે દીલ ફીતનોકે છલકેજી.

# રંગત જુની ધુંન નવી.

ગુજરાતી.—ખુદાની શીફત (નશીયત.)

**( રંગત જુની ધુંન નવી. )**

તુંને કોઈ ચાહે તે શમજાવે રે, તુંને કોઈ ચાહે તે શમજાવે,
તું પાક નજર કરી જોશે તો તુને શાહેબ નજર આવે,
અગર કોઈ ચાહે કરે દીલશંગ, અગર કોઈ ચાહે કરે દીલશંગ,
તું કર દીલને મીન શરીખુ જો ઉલફતનો રંગ,
જમાનો મીશલે ઇયાર પતંગ, જમાનો મીશલે ઇયાર પતંગ,
કરે ઘડીમાં લીલા લેહેર ને કરે ઘડીમા તંગ,
અજબ કુદરતનો છે આ ઢંગ, અજબ કુદરતનો છે આ ઢંગ,
લાખો ફીલશુફ જોઇ જોઇને થઈ ગયાછે દંગ.

**દોહેરો.**

પેલેતો તુ ઝુરી ઝુરીને, થઈશ ઘણો લાચાર,
પછી તે શાહેબ દયા કરીને દેખાડશે દીદાર.

તુને કોઈ ચાહે તે ગભરાવે, તુને કોઈ ચાહે તે ગભરાવે,
તું પાક નજર કરી જોશે તો તુને શાહેબ નજર આવે. ૧

શદા નર ધર શાહેબનુ ધીયાન, શદા નર ધર શાહેબનુ ધીયાન,
છે કુદરતનો વાલી પોતે તાબામા બેઉ જાંહાન,
બનાવ્યા જમીનને અશમાન, બનાવ્યા જમીનને અશમાન,
ચંદ્ર શુરજ નવ લખ તારા શઉ ઉભા કીધા દરબાન,
અજબછે તારી શાહેબ શીયાન, અજબછે તારી શાહેબ શીયાંન,
તાબે તારે દેવ જીન પરી પશુ પંખશી ઇનશાન.

## દોહેરો.

શઉ કોઇનો શરતાજ તે વાલી શાહેબ શરજન હાર,
જેપર મેહેર કરશે તે મેહેરબા ઉતરી જાશે પાર.

કાંમકર જેઉ તુને ભાવે, કાંમ કર જેઉ તુને ભાવે,
તુ પાક નજર કરી જોશેતો તુને શાહેબ નજર આવે. ૨

તુંજ કુલ ખલકતનો મુખતીયાર, તુંજ કુલ ખલકતનો મુખતીયાર,
જીવ જનાવર પરી જીન જન તારા તાબેદાર,
નથી કુદરતનો તારો પાર, નથી કુદરતનો તારો પાર,
લાખો આશક ફરી ફરીને થઈ ગયા લાચાર,
સમજ નર નાકર તું તકરાર, શમજ નર ના કર તું તકરાર,
નથી છુપ્યો તે રહીયો કોઇથી છે શઉમાં આષકાર.

## દોહેરો.

દયાનો દાતા દાવર તુંછે પોતે દીન દયાલ,
જેનાપર તું કરે મેહેર તેને આપે ધનમાલ.

તુને કોઈ ચાહેતો ધંમકાવે, તુને કોઇ ચાહેતો ધંમકાવે,
તુ પાક નજર કરી જોશે તો તુને શાહેબ નજર આવે. ૩

જરીફ દારાપર થા મેહેરબાન, જરીફ દારાપર થા મેહેરબાંન,
તારી ઉપર શો શો શદકે કરેછે બેઉ જાન,
નથી કંઈ બીજો હવે અરમાન, નથી કંઈ બીજો હવે અરમાન,
જે કુદરતને ભુલશે તારી તે છે ઘણો નાદાન,
બોલાવી લેતુ હવે શત માન, બોલાવી લેતુ હવે શત માન,
તુજને મલવા ખાતર અમારો તરશે તનમન પ્રાંન,

## દોહેરો.

મનીરાંમ કહે શમજો શાહેબની કુદરતનો ખેલ,
ખેલ ખેલવો ઘણો કઠણ છે નહી શમજો કંઈ શેહેલ.

દીદ દારાને દરશાવે, દીદ દારાને દરશાવે,
તુ પાક નજર કરી જોશે તો તુને શાહેબ નજર આવે. ૪

## ગુજરાતી—કપુત પુત વીશે.

## ( રંગત જુની ધુન નવી. )

પુત્ર આ શમાના છે એવા, રે પુત્ર આ શમાના છે એવા,
ઇશત્રીના કેહેવાથી લાગા મા બાપને દુખ દેવા,
શીખામણ દીએ માત ને તાત, શીખામણ દીએ માત ને તાત,
તે નહીં ધેયાનમા ધરે ઉલટો તે લડે કરી ઉતપાત,
બઇરી કહે જો ખોટી વાત, બઇરી કહેજો ખોટી વાત,
તે શાચી માનીને વેર રાખે મા બાપો શાત,
લાગા ઘર માંડી જુદા રેહેવા, રે લાગા ઘર માંડી જુદા રેહેવા,
ઇશત્રીના કેહેવાથી લાગા મા બાપને દુખ દેવા. ૧

માતાએ જન્મ તુંને આપ્યો, રે માતાએ જન્મ તુને આપ્યો,
બચપનમા પાઇયું દુધ પ્રેમથી લઇ રૂદીએ ચાંપ્યો,
જોઈ પીતાને હરખ વાપ્યો, રે જોઈ પીતાને હરખ વાપ્યો,
તે મારગ મા બાપનો ચાલુ અધવચમા કાંપ્યો,
શહીયા દુખ માએ કેવા કેવા, રે શહા દુખ માએ કેવા કેવા,
ઇશત્રીના કેહેવાથી લાગા મા બાપને દુખ દેવા. ૨

તમને ધવરાવ્યા ખવરાવ્યા, રે તમને ધવરાવ્યા ખવરાવ્યા,
લોકોનુ દેણુ કરી તમને પરનાવ્યા પશતાવ્યા,
હવે બઇરીના ભરમાવ્યા હવે બઇરીના ભરમાવ્યા,
પેલા ગુણના બદલામા મા બાપને વીશરાવ્યા,
થયા કેમ કશાઇના જેવા, રે થયા કેમ કશાઇના જેવા,
ઇશત્રીના કેહેવાથી લાગા મા બાપને દુખ દેવા. ૩

બઇરી મલશે કંઈ લાખ હજાર, બઇરી મલશે કંઈ લાખ હજાર,
પન આ દુનીયામા માત પીતા નહીં મલશે વારંવાર,
માટે નર મનમા કરો વીચાર, માટે નર મનમા કરો વીચાર,
દાદાભાઈ કહે કરો શેવા મા બાપની શાંજ શવાર,
ગાવો એયાલ મનીરાંમ જેવા, રે ગાવો એયાલ મનીરાંમ જેવા,
ઇશત્રીના કેહેવાથી લાગા મા બાપને દુખ દેવા. ૪

## હીંદુસ્તાંની--કલગી કે ખેયાલપર ખેયાલ.

### ( રંગત જુની ધુંન નઈ. )

પ્યાર કેઉ લગે હો દુખ દેને, પ્યાર કેઉ લગે હો દુખ દેને,
ગૈએરોકે બેહેકાનેશે તુંમ અલગ લગે રેહેને,
પ્યાર ઓ દીન કેશે થેરે, પ્યાર ઓ દીન કેશે થેરે,
પ્યોરોજ આતે જાની તુંમ હંમરે ડેરે,
મારતેથે શો શો ફેરે, મારતેથે શો શો ફેરે,
કેયા જાને કીશ શબબ ભએહો તુંમ બૈરી મેરે,
પડા દુખ એ હંમકો શેહેને, પડા દુખ એ હમકો શેહેને,
ગૈએરો કે બેહેકાનેશે તુંમ અલગ લગે રેહેને. ૧

પ્યાર જદ આગે આતેથે, પ્યાર જદ આગે આતેથે,
ગલમે બંયાંદાર દાર મોશે મો લીલાતેથે,
હંમજો ગાલીયા શુનાતેથે, હંમજો ગાલીયા શુનાતેથે,
શમજકે વો ગાલીયેકે તુંમ જેઊ મીઠાઈ ખાતેંથે,
તેરા કેયા કુશુર કીયા મૈને, તેરા કેયા કુશુર કીયા મૈને.
ગૈએરોકે બેહેકાનેશે તુમ અલગ લગે રેહેને. ૨

પાશ તેરે કોઈ ન આયેગા, પાશ તેરે કોઈ ન આયેગા,
ચંદ રોજ મે જુવાનીકા તેરા બાહાર જાયેગા,
જાની ફીર તું પછતાયેગા, જાની ફીર તું પછતાયેગા,
દોશ તેરે દુષમન હોગેં ફીર તું ગંમ ખાયેગા,
જાયેગા કીશકો ફીર કેહેને, જાએગા કીશકો ફીર કેહેને,
ગૈએરોકે બેહેકાનેશે તુંમ અલગ લગે રેહેને. ૩

નહી પ્યારોમે હએ વફાઈ, નહી પ્યારોમે હએ વફાઈ,
એશા કભી હંમ જાનતે તો નહી કરતે અપનાઈ,
એંઊંકર કહે દાદાભાઈ, એંઊંકર કહે દાદાભાઈ,
ઇક મજાજી લાવની હમને નઈ બના ગાઈ,
મનીરાંમ કહે કેયા કીયા તેને, મનીરાંમ કહે કેયા કીયા તેને,
ગૈએરોકે બેહેકાનેશે તુમ અલગ લગે રેહેને. ૪

——o——

## હીંદુશતાની—કલંગીકે ખેયાલપર ખેયાલ.

## (રંગત જુની ધુંન નઈ.)

કાગ કહે મત કર ઉદાશી, રે કાગ કહે મત કર ઉદાશી,
તેરે પ્રીતમકી ખબર લાઊં જાઊં દુવારકા કાશી,
નાર કહે બીચારકે મનમે, રે નાર કહે બીચારકે મનમે,
બનકે હો બાદશા કાગ તુમ રેહેતે હો બનમે,
લગી હે આગ મેરે તનમે, રે લગી હએ આગ મેરે તનમે,
ગએ તીઆગ મોહે પીયાંમ દીઆ એ દુખ બાલાપનમે.

### ફેકતા.

શુના લગે હએ ભવન હમારા,
ઘરકો નહીં હએ પ્રીતંમ પીયારા,
કંઈ દીનોશે હોગા નીયારા,
બીદનાને કેયા એ લીખ ડારા.

લીખી કરમ ફાંશી, કાગ ભાઈ લીખી કરંમ ફાંશી,
તેરે પ્રીતંમકી ખબર લાઊં જાઊં દુવારકા કાશી. ૧

નાર કહે શુન ભઇયા કાગા, નાર કહે શુન ભયા કાગા,
બાંધી ગલેમે ચીઠી કાગકે ઔર બાંધા ધાગા,
કાગ ફીર વાંહાશે ઉડ ભાગા, કાગ ફીર વાંહાશે ઉડ ભાગા,
ફીરતા દેશોદેશ ઢુંડતા પ્રીતંમકી જાગા.

### ફેકતા.

ગોકુલ મથુરા દેખી દુવારકા,
ફીર દેખા ડુંગર ગરનારકા.
અજોધ્યા મેલા કર હર દુવારકા,
વાંહાભી પતા નહીં મીલતા ઇયારકા.

બીંદરાબન ઝાંશી, દેખી ફીર બીંનદરાબન ઝાંશી,
તેરે પ્રીતમકી ખબર લાઊં જાઊં દુવારકા કાશી. ૨

કાગ હીંગલાજશે ઉડ ધાયા, કાગ હીંગલાજશે ઉડ ધાયા,
બીઠલનાથ નાશક ત્રીંબક આ ગોદાવરી નાહાયા,
તીરથ અનશટ શબ ફીર આયા, તીરથ અનશટ શબ ફીર આયા,
દેશોદેશ ફીર ચુકા તોબી પીઉ નહીં પાયા.

## ફેકતા.

લવટ કાગ ફીર પીછે આતા,
રશતેમે મીલા દીલ ચાહાતા,
ઉશે કાગ ફીર ચીઠી બતાતા,
બાંચકે ચીઠી આનંદ પાતા.

લવટે તીરથ બાશી, કાગ ભાઈ લવટે તીરથ બાશી,
તેરે પ્રીતંમકી ખબર લાઉં જાઉં દુવારકા કાશી. ૩

કાગને ખબરા પૌચાઈ, કાગને ખબરા પૌચાઈ,
શુનકે પીઉકી ખબર પ્રેમશે છાતી ભર આઈ,
શેજ ફુલોકી બીછવાઈ, શેજ ફુલોકી બીછવાઈ,
ઉતાર આરતી પ્રીતંમકી લે ગઈ મેહેલ માઈ.

## ફેકતા.

શોધશંગલે પ્રીતંમ પીયારી,
લેવેં બલીયા કાગકી વારી,
કાગ બીદીયા ફીર શીખી નારી,
દાદાભાઈ જાવે બલહારી.

કહે રંગત ખાશી, મનીરાંમ કહે રંગત ખાશી,
તેરે પ્રીતંમકી ખબર લાઉં જાઉં દુવાકા કાશી. ૪

———o———

હીંદુશતાની—અધર, અંગોઠી કંલગીના કંગન ઉપર.

## (રંગત જુની ધુન નઈ.)

( ભેદ. )

હતા એક કારાગીર ઇયારે, હતા એક કારાગીર ઇયારે,
દીલ અંદર કર ચાહા કરી એક આંગઠી તઇયારે,

આંગઠી થી નખશીદારે, આંગઠી થી નખશીદારે,
અશંક હીરે જડે આંગઠી કે અંદર લારે,
ધરતી આકાશકા આકારે, ધરતી આકાશકા આકારે,
ઝલક તેજ દેતે હએ જડે નખશી કે કંઈ તારે,
જલ એ અંગનીકા તેજ થારે, જલ એ અગનીકા તેજ થારે,
દીલ અંદર કર ચાહા કરી એક આંગઠી તઇયારે, ૧

આંગઠી થી એ કંકરકી, આંગઠી થી એ કંકરકી,
અનેક જડે હએ રંતન જેશી લેહેરા શાગરકી,
છટા કેઆ કહે કારીગરકી, છટા કેયા કહેં કારીગરકી,
કરના ઇનકા કીઆશ આંગઠી કીતને અછરકી,
રચા આંગઠીશે શનશારે, રચા આંગઠીશે શનશારે,
દીલ અંદર કર ચાહા કરી એક આંગઠી તઇઆરે. ૨

આંગઠી નરથી કે નારી આંગઠી નરથી કે નારી,
આંગઠીકા તેજ જેશે જલકા હએ તેજ જારી,
લાલ ઇયા રંગકીથી કારી, લાલ ઇયા રંગકીથી કારી,
જરદ હરા આંગઠીકે અંદર રંગ ધરે ચારી,
આંગઠી એશી કેહેજારે, આંગઠી એશી કેહેજારે,
દીલ અંદર કર ચાહા કરી એક આંગથી તયારે. ૩

ધરા દાખલા તેરે તાંઈ, ધરા દાખલા તેરે તાંઈ,
દાખલા કહે આંગઠીકા તેરી દેખે ચતરાઈ,
ધની આંગઠીકા કનાઈ, ધની આંગઠીકા કનાઈ,
દારાને દંગલ અંદર આંગઠી અધર ગાઈ,
શીકંદર છંદ એ લલકારે, શીકંદર છંદ એ લલકારે,
દીલ અંદર કર ચાહા કરી એક આંગઠી તઇઆરે. ૪

—o—

# રંગત બીહુરની ચાલ જુની.

ગુજરાતી—બાલ લીલા—બે દરદી દગા તેરે દીલકા—એ રાહા.

## ( રંગત બીહુરની ચાલ જુની. )

શુણો શુણો જશોદા માડી, એજી શુણો શુણો જશોદા માડી,
તારો ક્રીશન મોહન ખાએ માખન મને દુખ દીએ દાડી.
અમે પાંણી ભરવા જઇએ, એજી, અમે પાંણી ભરવા જઇએ,
તીંયા કાનુડો આવે, ભલા તીંયાં કાનુડો આવે,
રશતો ઘેરીને ઉભે તે અમને ધમકાવે,
આપો દાન મને દુધ દંહીનુ, એજી, આપો દાન મને દુધ દંહીનુ,
એમ કહીને શમજાવે, ભલા, એમ કહીને શમજાવે,
જાવા દીએ નહી અમને વારે ઘડીએ ફોશલાવે,
ઉભેછે પાલવ ઝાલી, એજી, ઉભેછે પાલવ ઝાલી,
ફાડેછે કાન શાડી. ભલા, ફાડેછે કાન શાડી,
તારો ક્રીશન મોહન ખાએ માખન મને દુખ દીએ દાડી. ૧

ચુપ ચુપ ઘરમાં આવેછે, એજી, ચુપ ચુપ ઘરમાં આવેછે,
રાંધણીઆંમાં જઇને, ભલા, રાંધણીઆંમાં જઇને,
તે માખન ખાએછે ચોરી છીકાપરથી લઇને,
જાએ ગાઇના ગોઠામા, એજી, જાએ ગાઇના ગોઠામા,
છાનો માનો ધીરો રહીને, ભલા, છાનો માનો ધીરો રઇને,
પીએ દુધ ગાઇનું દોહી નાશે કમાડ દઇને,
એમ હરરોજ આવેછે, એજી એમ હરરોજ આવેછે,
ગાઇયુંને મુકે કાહાડી, ભલા. ગાઇયુંને મુકે કાહાડી,
તારો ક્રીશન મોહન ખાએ માખન મને દુખ દીએ દાડી. ૨

કહે જશોદા શમજો ગવલન, એજી, કહે જશોદા શમજો ગવલન,
તમે ઠગનીછો ઠગારી, ભલા, તમે ઠગનીછો ઠગારી,

એવા ખોટા આલ શીદ મુકો મારો એવો ન ગીરધારી,
મારા ઘરમા ઘણું દુધ માખન, એજી, મારા ઘરમાં ઘણું દુધ માખન,
ખાવાની ચીજ શારી, ભલા, ખાવાની ચીજ શારી,
શું મારા ઘરમા ઓછું જે ચોરી કરે તારી,
કહે કાન માતજી શમજો, એજી, કહે કાન માતજી શમજો,
ખોટી ખાએછે ચાડી, ભલા ખોટી ખાએછે ચાડી,
તારો ક્રીશન મોહન ખાએ માખન મને દુખ દીએ દાડી. ૩

ગવલન ખોટું બોલેછે, એજી, ગવલન ખોટું બોલેછે,
હું કંઈ નહીં જાણું, ભલા, હું કંઈ નહીં જાણું,
જાણશું ચરાવા ગાયું હું શાંજે ઘેર આઉં,
જે ઘરમા હોએ દુધ માખન, એજી, જે ઘરમા હોએ દુખ માખન,
તેમાંથી લઈ ખાઉં, ભલા, તેમાથી લઇ ખાઉં,
ગુરૂ દાદાભાઈ એમ કહેછે બાલ ક્રીશનના ગુણ ગાઉં,
મનીરાંમ બાલ લીલા કહે, એજી, મનીરાંમ બાલ લીલા કહે,
તેને જાણે શું અનાડી, ભલા તેને જાણે શું અનાંડી,
તારો ક્રીશન મોહન ખાએ માખન મને દુખ દીએ દાડી. ૪

——o——

ગુજરાતી—બનશીલીલા—ઉપલીજ રાહા.

## ( રંગત બીદુરની ચાલ જુની. )

ગોપીયુંને પ્રેમમાં પાંડી, એજી, ગોપીયુંને પ્રેમમાં પાડી,
શંભલાવી ધુંન મીઠી, ભલા, શંભલાવી ધુંન મીઠી,
મુખ ધરી પ્રેમભરી બંશરી કાનાએ રે વગાડી,
એવી મોરલીની ધુંન પીઆરી, એજી, એવી મોરલીની ધુંન પીયારી,
શમજીને શઉ મોહીયા, ભલા, શમજીને શઉ મોહીયા,
ભુલીયા રૂશીમુની ધેયાન ધરવા તપ મુકીને તપ ધારી,
શુંણી ધુંન મોહીયા તીપુરારી, એજી, શુણી ધુંન મોહીયા ત્રીપુરારી,
લાગુ ડોલવા ઇંદ્રાશન, ભલા, લાગુ ડોલવા ઇંદ્રાશન,
થમી રહીયા પવન ને પાંણી એવી મોરલી લલકારી,
છ રાગ રાગણી છતરીશ, એજી, છ રાગ રાગણી છતરીશ,

ગાઈ જુદી જુદી કાહાડી. ભલા, ગાઈ જુદી જુદી કાહાડી,
મુખ્ય ધરી પ્રેમભરી બંશરી કાનાએરે વગાડી. ૧

મોહીયા મોહીયા શકલ નર નારી, એજી, મોહીયા મોહીયા શકલ નરનારી,
થંભીયા ચંદા શુરજ તારા, ભલા, થંભીયા ચંદા શુરજ તારા,
લાગી ધરતી ખુબ ધંણુ ધંણુવા ડુલે નાગ મણી ધારી,
મોહી મોહી ગોપીયું શારી, એજી, મોહી મોહી ગોપીયું શારી,
થઈ પ્રેમના વશમા શઉ, ભલા, થઈ પ્રેમના વશમા શઉ,
લાગી ઉલટાશાજ શઉ શજવા એવી મતી ગઈ મારી,
કાનકારો જાદુવારો મને નીંદ્રાથી જગાડી, એજી, મને નીંદ્રાથી જગાડી,
મુખધરી પ્રેમભરી બંશરી કાનાએરે વગાડી. ૨

ઉલટી દેહેને શીનંધારી, એજી, ઉલટી દેહેને શીનધારી,
ચાલી કાનુડા પાશે, ભલા, ચાલી કાનુડા પાશે,
પેરી લીધી કાંનમાં નથની, ઘાલી નાકમા વારી,
ગલાંમાં ચોલી ભારી, એજી, ગલામા ચોલી ભારી,
હાર મોતીનો કંમરમાં, ભલા, હાર મોંતીનો કંમરમાં,
ભુલી ચાંદલો ચુડી આંજણ, લીધી માથાપર થારી,
ઉલટાવી ઘાઘરો પેરીયો, એજી, ઉલટાવી ઘાઘરો પેરીયો,
ઉલટી પેરી શાડી, ભલા, ઉલટી પેરી શાડી,
મુખ્ય ધરી પ્રેમભરી બંનશીરી કાનાએરે વગાડી. ૩

મલી આવી જાંહા ગીરધારી, એજી, મલી આવી જાંહા ગીરધારી,
જોઈ કાનુડો કેહેછે, ભલા, જોઈ કાનુડો કેહેછે,
કેમ ઉલટી દેહે તંમે શાજી, જોઈ ભોઠી પડી નારી,
ધંન ધંન મનમોહન મુરારી, એજી, ધંન ધંન મન મોહન મુરારી,
કરે શાહે તું ભગતોની, ભલા, કરે શાહે તું ભગતોની,
ગુરૂ દાદાભાઈ જાએ વારી, કહે બંનશી લીલા તારી,
મનીરાંમ તુને નહીં ભુલે, એજી, મનીરાંમ તુને નહી ભુલે,
ઇયાદ કરે દાડી દાહાડી, ભલા, ઇયાદ કરે દાડી દાડી,
મુખધરી પ્રેમભરી બંનશરી કાનાએરે વગાડી. ૪

—o—

# રંગત શામકલ્યાન.

હીંદુસ્તાંની—હોલી.

## ( રંગત શાંમકલ્યાંન. )

એલે હોરી કુંજ બીહારી હો,
ભયો કુંજમે આનંદ ભારી,
ભારી ભારી ભારીહો, ભયો કુંજમે આનંદ ભારી,
ગુવાલ બાલ શંગ એલે કીશોરી,
વાંહાં આઈ શ્રીબભાનકી છોરી,
શંગમે હએ શખીયનકી ટોરી,
કશુંભમે લી કેશર ઘોરી,
ભરભર મીટકી ઓર કમોરી, દારી શખીયાં શારી હો,
ભયો કુંજમે આનંદ ભારી,
એલે હોરી કુંજ બીહારી હો,
ભયો કુંજમે આનંદ ભારી. ૧

વાંહા કીશન ઇંહા રાધે ગોરી,
વાંહા ગુવાલ ઇંહા શખીએ ભોરી,
વાંહાશે ઉડે ભર અબીરકી ઝોરી,
ઇંહાશે દારે ભરભર રોરી,
કરતે હએં આપશે ઠીઠોરી, મારે ભર પીચકારી હો,
ભયો કુંજમે આનંદ ભારી,
એલે હોરી કુંજ બીહારી હો,
ભયો કુંજમે આનંદ ભારી. ૨

કોઈ પકડ કરતે બલજોરી,
કોઇને મુખપે અબીર મલોરી,

કોઇને રંગ મીટકીમે ભરોરી,
ભીજી રંગમે કોઈ ન કોરી,
એલ હોરીરા છોરા છોરી, કીશન ઓ રાધે પીઆરી હો,
ભયો કુંજમે આનંદ ભારી,
એલ હોરી કુંજ બીહારી હો,
ભયો કુંજમે આનંદ ભારી. ૩

અએશો હરીને ફાગ રચોરી,
જૈય જૈય કાર કુંજમે ભયોરી,
દાદાભાઈ બરને લીલા થોરી,
કહે હરી શુધ લીજો મોરી,
મનીરામ કહે હોરી તોરી, તનમન ધન કરે વારીહો,
ભયો કુંજમે આનંદ ભારી. ૪

———o———

હી દુશતાની—હોલી.

## (રંગત શાંમકલ્યાંન.)

દંહી બેચન ચલી બ્રીજ નારી હો,
ફગવા માંગે ગીરધારી,
ગીરધારી ગીરધારી હો,
ફગવા માંગે ગીરધારી,
કીશકે મીટકી કીશકે શીર કમોરી,
કોઉ હમે કારી કોઉ હમે ગોરી,
ચલી હમે હીલમીલકે શબ ટોરી,
બીચ ઘેર ખડે કાશોરી, ટેર લલકારી હો,
ફગવા માંગે ગીરધારી,
દંહી બેચન ચલી બ્રીજ નારી હો,
ફગવા માંગે ગીરધારી. ૧

કહે ગુજર નહીં કરો ઠીઠોરી,
ઘર હમે શાશ નનદકી ચોરી,

મત હમકો રંગમે ભીજોરી,
રખીયો હમકો કોરી, માનો મુરારી હો,
ફગવા માંગે ગીરધારી,
દંઉ બેચન ચલી બ્રીજ નારી હો,
ફગવા માંગે ગીરધારી. ૨

કહે ક્રીશન અબે આવો ગોરી,
ક્રીશીકે મુખપે અબીર મલોરી,
ક્રીશીકી બાંયા પકર મરોરી,
ક્રીશીકી દંહીકી મીટકી ફોરી, ફાડી ચોલી શારી હો,
ફગવા માંગે ગીરધારી,
દંઉ બેચન મલી બ્રીજ નારી હો,
ફગવા માંગે ગીરધારી. ૩

કેહેતી શખી ગુજરીયાં ભોરી,
છોડો હરી શુનો બીંનતીમોરી,
દાદાભાઈ કરે ભગતી તોરી,
મનોરંમ ગાએ એશી હોરી, રંગત ધુંન લલકારી હો,
ફરવા માંગે ગીરધારી. ૪




ગુજરાતી.—શરાપો.

(રંગત બેહેરતવીલ.)

તારા ચેરાની ચંમક દમક છે ઘણી, ઉભી બારીએ તું શીંગાર કરી,
જો કોઈ જોયે કદી તારા ચેરા ભણી, તેની શુધબુધ તે એક પલમા હરી,

તારા ઝેરીછે માથાના કાલાએ બાલ, જોઈ બાલને નાગ શરમાઈ ગયા,
તારૂ ચંમકે વધારે શુરજથી કપાલ, જોઈ ચંદ્રને તારા છુપાઈ ગયા,
ગુલાબી ગુલાલા બને તારા ગાલ, જોઈ ગાલ ગુલાબ કરમાઈ ગયા,
તારી આંખ છે બેઉ તીર મીશાલ, જોઈ આશક શઉ ઘભરાઈ ગયા,
શીધી શરખી લીટી જેવી નાકની અંણી, તેમાં નીચેનો વાંક દેખાએ જરી,
જો કોઈ જોએ કદી તારા ચેરા ભણી, તેની શુધ બુધ તેએક પલમા હરી. ૧

શું કરૂ પીયારી તારા હોટનુ બયાન, જોઈ હોટને લાલનુ ઘટી ગયુ માન,
તારા દાંત દાણુંમના દાંણા શમાન, જોઈ મોતીની હારપર જાએછે ધેયાન.
તારા નાજુક ઘણાં છે નરમ બેઉ કાન, ગલામાંથી દેખાએ ચાવે જે પાન,
પકડી પોચાને આશક થયાછે હેરાન, જોઈ હતે લીની મેંદી થયા શઉ બેભાન,
શું કરૂ હું તારીફ તારા નખતંણી, જોઈ શફાઈ હીરા શઉ ગયાછે મરી,
જો કોઈ જોએ કદી તારા ચેરા ભણી તેની શુધ બુધ તે એક પલમાં હરી. ૨

તારી છાતીછે નાજુક ગોલ બને, જોઈ નારંગી શઉ ઝાંખી પડી,
તારો વાંશો નથી દેખાતો તને, જાણે ભીત બીલોરની તેમાં જડી,
આંગ આરીશા જેવું દેખાએ મને, તે હું જોયા કરૂ પીયારી હરઘડી,
જાણે ડુટી હરણુંનીછે તારા તને, લઉ શુંગદી તો ઘુંદી મગજમાં ચડી,
પેટની ચાંમડી છે તે લાશી ઘણી, શાફ મખમલના જેવી કશર નહીં જરી,
જો કોઈ જોએ કદી તારા ચેરા ભણી, તેની શુધ બુધ તે એક પલમાં હરી ૩

કમર મોવરા જેવી બારીક તારો, કોઈ કહે નથી દેખાતી તારી કમર,
બેઉ જાંગ બીલોરના થંમ ભારી, થાએ બેશુધ કરેજો તેનેપર નજર,
પગની આગલીયું તારી નરમ પીયારી, જે જુવે તે કરે નીત તારી ફકર,
પદમ તલીયાંમા છે શોભા શારી. જોઈ નાગ મંણી મેલી ભાગાછે ઘર,
દાદાભાઈ મનીરાંમનો માલક ધણી, બેઠા બેઉ જન તેનુ ધેયાન ધરો,
જો કોઈ જોએ કદી તારા ચેરા ભણી, તેની શુધ બુધ તે એક પલમા હરી. ૪

———o———

ગુજરાતી—પેચદાર શીંગાબીલોચન.

## ( રંગત બેહેરેતવીલ. )

ધરમમા છે કાયા કાયામા છે જીવ, છે જીવમાં શીવ શીવમાં શંકર,
કરમા છે માલા માલામા છે ચીત, છે ચીતમા મન મનમા ગીરધર,

ગીરધરમા છે શત છે શતમા એ ગત, છે ગતમા જગત છે જગતમા જન
જનમા છે માયા માયામા છે મોહો, છે મોહોમા ધુલ ધુલમા જાએ તન,
તનમા છે તીરથ તીરથમા છે ફુલ, છે ફુલમા શવાદ શવાદમા ભજન,
ભજનમા છે ધન ધનમા છે એ ભુલ, છે ભુલમા મોહો મોહનમાછે મન,
મનમા છે મંદર છે મંદરમા હર, છે હરમા ધેયાન ધેયાનમા ફકર,
કરમા છે માલા માલામા છે ચીત, છે ચીતમા મન મનમા ગીરધર. ૧

ગીરધરમા છે છલ છલમાં બંનશી, છે બંનશીમા શુર શુરમા બહુ તાન,
તાનમા છે રાગ રાગમા છે બહુ રશ, છે રશમા રાશ રાશ લીલામા કાન,
કાનમા વાલી વાલીમા મોતી, છે મોતીમાં પાંણી છે પાંણીમાં પ્રાંન,
પ્રાનમા છે શાશ શાશમા શગતી, છે શગતીમા ભગતી ભગતીમા ધેયાંન,
ધેયાનમાં છે ધીરજ, ધીરજમા છે કંદ, છે કંદમાં દુધ દુધમા શાકર,
કરમા છે માલા માલામા છે ચીત, છે ચીતમા મન મનમા ગીરધર, ૩

ગીરધરમા બલ બલમા અગત રૂશી, છે રૂશીમા શત શતમા શાગર,
શાગરમા ખીર ખીરમા અંમરત છે અંમરતમા રશ રશમા છે તે ભર,
ભ્રમમા હર હરમા વીશનુ, છે વીશનુમા ગુણ ગુણમા ગુણી નર,
ગુણી નરમા નારાણ નારાણમા જગ, છે જગમા કલા છે કલામા હુનર,
હુનરમા ન પાર પારમાં પરી બ્રંમ, પરી બ્રંમમાં તેજ તેજમાં ભગતી કર,
કરમાછે માલા છે માલામા ચીત, છે ચીતમા મન મનમાં ગીરધર. ૩

ગીરધરમા છે કલ કલમા દાંરા, છે દાંરામા ગીયાન ગીયાનમા શીવજતી,
શીવજતીમા શતી છે શતીમા શીગંગ, છે ગંગામાં નીર નીરમાં શઉ ગતી,
ગતીમા છે પુન પુનમાં છે શરગ, છે શરગમા ઝલકછે ઝલકમા શતી,
છે શતીમા શીતા છે શીતામા શમજ, છે શમજ રમજ છે રંમજમા રતી,
રતીમા વજન છે વજનમાં આ છંદ, છંદમાં મનીરાંમ રાંમમાં મન વશકર,
કરમા છે માલા માલામા છે ચીત, છે ચીતમા મન મનમા ગીરધર. ૪

———o———

# રંગત ત્રીકડીયાની.

ગુજરાતી—આગ ગાડીની તારીફ.

## ( રંગત ત્રીકડીયાની. )

અંગરેજની યાર, હીકમત અપાર, કરે કલ હજાર, ભારી ભારી,
આગગાડી રેલ, માં ઘોડો બેલ, શઉ કરે શેહેલ, દુનીયા શારી,
પાંણીને આગ, થી કીધો લાગ, રશતાના ભાગ, જુદા કીધા,
બાંલ્યાં કંઈ ઝાડ, રશતા ઉજાડ, ખોદાવી પાહાડ, તે કંઇ દીધા,
ખોદાવી પાટ, પટાનો ચાટ, કીધા ઘાટા ઘાટ, રશતા શીધા,
પુલ બાંધી પાર, જંગલમો જાર, બંધાવી તાર, વશ કરી લીધા,
જગે જગે ઠાંમ, કંઈ ગાંમો ગાંમ, ટેશનના નાંમ, જુદા જારો,
આગગાડી રેલ, મા ઘોડો બેલ, શઉ કરે શેહેલ, દુનીયા શારી. ૧

જગે જગે ભાઈ, ચોકી શીપાઈ, રાખ્યા શવાઈ વાવટા આપી,
લઈ લઈ નીશાન, ઉભા તે જુવાન, કરે અનેક શાન, રશતા માંપી,
ચડે નરને નાર, લઈ ટીકીટ દુવાર, જોયે કંઈ શરદાર, ટીકીટ કાપી,
ઘંટાનો ઘોર, શીટીનો શોર, થાએ શોર બકોર, ગાડી ચાંપી,
ભરી માલ શાલ, શાથે ટપાલ, ચાલે મારે ફાલ, કરે કીલકારી,
આગ ગાડી રેલ, મા ઘોડો બેલ, શઉ કરે શેહેલ, દુનીયાં શારી. ૨

બંબાથી ગોટ, ધુવાડાના ચોટ, ચાલે મારે દોટ, બુંમો પાડે,
જાંહા ટેશન શઈ, ઉભે તાં જઈ, ઉતરે શઉ તંઈ, શામન કાહાડે,
ફરી ચાલે ચાલ, આગલ તે હાલ, બરે ફાંનશ લાલ, તેની પછવાડે,
લીલા કાલા થાએ, ઘડી ઘડી બદલાયે. ગાડી આવે જાયે, રાતે દાહાડે,
કંઈ શેહેરો શેહેર, કરે હેર ફેર, પવનની લેહેર ચાલે અદકારી,
આગ ગાડી રેલ, માં ઘોડો બેલ, શઉ કરે શેહેલ, દુનીયા શારી. ૩

બતીમાં તેલ, બલે નહી દીવેલ, ધુવાડાની ઠેલ, જોત ભડકાની,
ઘેરો ઘેરમાં કલ, પાંણીના નલ, ઈનશાફ અદલ, જીવો માહારાની,
રાંણીના કાજ, કરજો માહારાજ, એની રાખો લાજ, શત નીરવાની,
કહે દાદાભાઈ, શું કહું બડાઈ, રાખો ભલાઈ, શઉથી ગીયાની,
કહે મનીરાંમ, શઉનો ગુલાંમ, બ્રીટીશના કાંમ, પર જાઉં વારી,
આગ ગાડી રેલ, માં ઘોડો બેલ, શઉ કરે શેહેલ, દુનીયાં શારીજી. ૪

——o——

હીંદુસ્તાંની—હોલી કલંગીના જવાબમા.

## ( રંગત ત્રીકડીયાની. )

નંદાકે કાન, જમના પે આન, કરતે તોફાંન, નંદ કીશોરી,
શખીયાવો આઈ, ધુંમ મચાઈ, કુવર કનાઈ, ખેલે હોરી,
આઇ બ્રીંજકી નાર, કર કર શીંઘાર, શોભા અપાર. અપરંમ પારી,
ફેકે ગુલાલ, મારે ઉછાલ, બાજે કડ તાલ. ઝાંજ ઝનકારી,
લીએ અબીર, આએ રઘુબીર, મલતે શરીર, શંખીએ કારી,
શંગમે ગુવાલ, ઔર હેગેબાલ, લાલન લાલ, મારે પીચકારી,
ચંઉ ઔર રંગ, ખડી શખી શંગ, હોંરહા જંગ, કરે બલજોરી,
શખીઆંઓ આઇ, ધુંમ મચાઈ, કુવરકનાઈ, ખેલે હોરી, ૧

નંદાકે નંદ, હોતે આનંદ, ઓષાંમ ચંદ, હોરી ખેલે,
ભઈ રંગકી કીચ, શખીયન કે બીચ, દેખે ઉતમ નીચ, શખી ભેલે,
શખી આઈ ઝટ, લે રંગકા મટ. જાંહા નાગર નટ, ખડે અકેલે,
મોહન મુરાર, રંગોકી માર, ઓએ શુમાર, તનપર ઝેલે,
દોડે ગીરધર, પીચકારી કર, રંગોકી ભર, ઝટપટ છોરી,
શખીઆં ઓ આઈ, ધુંમ મચાઈ, કુવરકનાઈ, ખેલે હોરી. ૨

કોઈ ગાવે રાગ, કોઇ ગાવે ફાગ, હરી દેખ લાગ, ફાડે શારી,
કુંદે મોહન, શખીઓકે તન, મશલે જોબન, દેવે ગારી,
કાંહા બજે ઝાંજ, શીટી પખવાજ, ઘંટા અવાજ, હોતા ભારો,
શખીયા બેહાલ, હો ગઈ તતકાલ, શુનો ગોપાલ, કહે બ્રીજનારી,
છોડો ક્રીશન, છીવે ચરન, એ અરજમન, માનો મોરી,
શખીઆ ઓ આઈ, ધુંમ મચાઈ, કુવરકનાઈ, ખેલે હોરી. ૩

એશે વો નંદ, કાટે હએં ફંદ, હએ શ્રીજયચંદ, નાગર નટવર,
જેય નંદ કીશોર, તુજબી નહીં ઓર, બનશીમે શોર, ગાવો ધર મુખપર,
જરીફકી ચાલ, દારાંકે એપાલ, ઝડતી ટકશાલ, દંગલ અંદર,
શુન એશે છંદ, હોજા પરશંદ, કાશીએ બંદ, પર કરો નજર,
મનીરાંમ ગાએ, શીશકો નવાએ, લીલા શુનાએ, હરકી ચોરી,
શખીઆ ઓ આઈ, ધુમ મચાઈ, કુવરકનાઈ, એલે હોરી. ૪




ગુજરાતી—છેલ બટાઉ મોહોના રાણી.

## (રંગત ચોતાલી.)

મલી શઉ નારી, મલી શઉ નારી, નખશખથી દેહે શણધારી, ગોરી કોઈ કારી
મારીજાન=ગોરી કોઇ કારી, ચાલી પનીહારી, શાથે શેહેલીયુ શારી,
મોહોના રાણી, મોહોના રાણી, શોભા શું કહુ વખાણી, રશીક રૂપાલી,
મારીજાન=રશીક રૂપાલી, ચંદરવાલી, ચાલી ભરવા પાણી,
મીઠી વાંણી, મીઠી વાંણી, બોલે ઘુમટો તાણી, બેડા શોનાના,
મારીજાન= બેડા શોનાના, મોટા નાના, લઈ ચાલી શઉ શીહાણી.

### ફેકતા.

જરકશની ચુંબલ વલી દોલ રૂપાની,
શોનાની ઝારી હાતમા નાની નાની,

લટલટકારી, લટલટકારી, નખરારી જોબન વારી, ગોરી કોઈ કારી,
મારીજાન=ગોરી કોઈ કારી, ચાલી પનીહારી, શાથે શહેલીયું શારી.
મલી શઉ નારી, મલી શઉ નારી, નખશખથી દેહેશણધારી, ગોરી કોઈ કારી,
મારીજાન=ગોરી કોઈ કારી, ચાલી પનીહારી, શાથે શહેલીયું શારી. ૧

કુવા ઉપર, કુવા ઉપર, આવી શરવે શુંદર, લાગી ભરવા જલ,
મારીજાન=લાગી ભરવા જલ, કરવાને છલ, આવ્યો બટાઉ દીલભર,
પુછીને ખબર, પુછીને ખબર, આવ્યો હું અમદાનગર, પાંણીપા મોહન,
મારીજાન=પાંણીપા મોહન, મારી જીવન, છઊં આશક તારાપર.

## શેકતા.

છોડીયું મૈ દીલી શેહેર પીયારી તુંજ શારૂ,
શપનામા મોહો પાંમીયો જોઈ મુખ તારૂ.

હવે મલ પીયારી, હવે મલ પીયારી, મરીશ હું ખાઈ કટારી, ગોરી કોઈ કારી,
મારીજાન=ગોરી કોઈ કારી, ચાલી પનીહારી, શાથે શેહેલીયું શારી. ૨

દયા લાવી, દયા લાવી, બ્રામણનો વેશ કરાવી, શાથે લઈ ગઈ,
મહોના ઘર જઈ, શાશુને શમજાવી, મને તેડાવી, મને તેડાવી,
મારા પીયરથી ચીઠી આવી, આ પંડીત લાવ્યા, મલવા આવ્યા,
છે આ શગુણ શતભાવી

## શેકતા.

શાશુએ માન દઈ પડીતને બોલાવ્યા,
મંગાવી જલ બ્રાંમણનાં પગ ધોવરાવ્યા.

કરી તયારી, કરી તયારી, જંમવાની પીરશી થારી, ગોરી કોઈ કારી,
મારીજાન=ગોરી કોઇ કારી, ચાલી પનીહારી, શાથે શેહેલીયું શારી. ૩

બીશમીલા કહીઈ, બીશમીલા કહીઈ, બટાઉવે કોરોયો લઇ, જમે નરશોકી,
મારીજાન=જમે નરશોકી, શાશુ ચોકી, પુછે વહુને જઈ,
કેમ મતી ગઇ, કેમ મતી ગઇ, છે આ મુશમાન શઇ, મૈ મનથી જાણીયો,
ઘરમા આણીયો, મોહોના ભ્રસ્ટ તું થઈ.

## શેકતા.

બોલે બીશમીલા મુશલમાનની શોહોબતથી.
શાશુજી ખરોછે બ્રાંમણ કહુંછું શતથી.

છે ગુણકારી, છે ગુણકારી, વલી માતાનો પુજારી, ગોરી કોઈ કારી,
મારીજાન=ગોરી કોઈ કારી, ચાલી પનીહારી, શાતે શેહેલીયું શારી. ૪

થઈ રાત પ્યારી, થઈ રાત પ્યારી, શેજ ફુલની કરી, શુતી જઈ શાથે,
મારીજાન=શુતી જઈ શાથે, હાથમા હાથે, શુતા બેઉ બાથ ભરી,
પરભાતે ફરી પરભાતે ફરી, શાશુ કને શુંદરી, શમજી ગઈ શાશુ,
ગારીજાન=શમજી ગઈ શાશુ, વહુજી આ શું, કશર ન રાખી જરા.

**ટેકતા.**

લઈ શાશુને મોહોના ગઈ પછી દેવલમાં,
બની શાધુ બટાઉ ધકો મારીયો પલમાં.

એક પત પીયારી, એક પત પીયારી, આ બીજો જોયો ભીખારી,
ગોરી કોઈ કારી, ચાલી પનીહારી, શાથે શેહેલીયું શારી. ૫

શમ ખાયે શતી, શમ ખાયે શતી, શાશુની ભંગમતી, થઈ રદ વાતે,
મારીજાન=થઈ રદ વાતે, વલી તે રાતે, આવ્યો ઘરમા પતી,
પુત્રને અતી, પુત્રને અતી બીના જણાવી હતી, બાગમા જઇને,
પંજર લઇને, કીધી બટાઉની ગતી.

**ટેકતા.**

ઝટ પડી ખબર મોહોનાને બાગમા આવી,
લઈ બટાઉને મોહોનાએ ચેહે શલગાવી.

શતી થઈ નારી, શતી થઇ નારી, નીભાવી યારની યારી, ગોરી કોઈ કારી,
મારીજાન=ગોરી કોઈ કારી, ચાલી પનીહારી, શાથે શેહેલીયું શારી. ૬

કહીછે કાહાની, કહીછે કાહાની, છેલ બટાઉ મોહોના રાની, બળ્યાં બેઉ જોડે,
શઉને મોહોડે, રહી ગઈ નામ નીશાની, શમજો ગીયાની,
શમજો ગીયાની, રીત પ્રોતની જાની, દોશતી કરજો,
મારીજાન=દોશતી કરજો, શાથે મરજો, છે દુનીઆં આ ફાંની.

**ટેકતા.**

કહે ઈશક મારફત જરીફ દાદાભાઇ,
મનીરાંમ શઉને ખુશી કરેછે ગાઈ.

જાએવારી, જાએવારી, ગુરૂનો મેહેમા ભારી, ગોરી કોઈ કારી,
મારીજાન=ગોરી કોઈ કારી, ચાલી પનીહારી, શાથે શેહેલીયું શારી. ૭

## હીંદુસ્તાંની—પનીહારી.

## ( રંગત ચોતાલો. )

નાજુક નારે, નાજુક નારે, કરતી તનપે શીનધારે, જોબનકી બાહારે,
મેરીજાન=જોબનકી બાહારે, બની તયારે, તંગ ચોલી બુટેદારે,
બીજ રહી લાલી, બીલ રહી લાલી, શોભા ઉશકી નીરાલી, તનપર શારી,
મેરોજાન=તનપર શારી, ઓડીજર તારી, દાંતપે મીશી કાલી,
ચોલી દાલી, ચોલી દાલી, ઉશમે નરંદમ જાલી, પેની ઉને જબી,
મેરીજાન=પેની ઉને જબી, શીનધારશજે શબી, નાકમે બેશર આલો.

### ટેકતા.

દાલી ગલેમે પેની મોતન માલે,
બની ચંદ્ર બદન માહાતાબ ગુલાબશે ગાલે.

શુરમા શારે, શુરમા શારે, નૈન દોઉ તલવારે, જોબનકી બાહારે,
મેરીજાન=જોબનકી બાહારે, બની તયારે, તંગ ચોલી બુટેદારે. ૧

નાર કુમલાતી, નાર કુમલાતી, પેની ચોલી તડકે છાતી, ઇયાદ ઉશે પડા,
મેરીજાન=ઇયાદ ઉશે પડા, શીર લેકે ઘડા, ચલી પનઘટકો આતી,
દીલમે ચાહાતી, દીલમે ચાહાતી, પાની ભરનકો જાતી, જેશી બીલી ચંદની,
મેરોજાન=જેશી બીલી ચંદની' હમે હીરકંગની, મગનભાઈ મદતાતી.

### ટેકતા.

પનઘટ પર આકર ખડીઓ નાજુક નારી,
નખરેશે પાની ભરેવો માશુક પીયારી.

નાર હુશીયારે, નાર હુશીયારે, પનકંથબીના લાચારે, જોબનકી બાહારે,
મેરોજાન=જોબનકી બાહારે, બની તયારે, તંગ ચોલી બુટેદારે. ૨

અબ કહુ કાહાની, અબ કહુ કાહાની, કોઈ મુશાફર જાની, આંયા વાંહા ચલકર
મેરોજાન=આયા વાંહા ચલકર, બોલા હશકર, પીલા મુજે તુ પાની,
નાર થી શીયાનો, નાર થી શીયાનો, કેહેતી જબાશે બાની, કાંહાંશે તુ આયા,
મેરોજાન=કાંહાંશે તું આયા, નહીં શરમાયા, માંગતા મુજશે પાની.

**ટેકતા.**

ફીર કહે મુશાફર દો દીનકી તેરી જવાની,
હમ પીયાશે મુશાફર ઘાહીલ નીગાહાકે જાની.

મેરે દીલદારે, મેરે દીલદારે, શંગ ચલો તુમ પીયારે, જોબનકી બાહારે,
મેરીજાન=જોબનકી બાહારે, બની તયારે, તંગ ચોલી બુટેદારે. ૩

ઘરકો લાકે, ઘરકો લાકે, ફુલન શેજ બીછાકે, પયાર શંગ લેતી,
મેરીજાન=પયાર શંગ લેતી, શારી સોતી, રેન ફજર હો તાકે,
આનંદ પાકે, આનંદ પાકે, ભોજન ખુબ બનાકે, જીમે દોઊ શંગે,
મેરીજાન=જીમે દોઊ શંગે કરતે રંગે, કેહેતે જરીફ મીર ગાકે.

**ટેકતા.**

કહે દાદાભાઈ આનંદમે નારી વો નરે,
કહે મનોરંગ હમે કઠન ઈશકકા ઘરે.

રખે આધારે, રખે આધારે, નીત નયે છંદ લલકારે, જોબનકી બાહારે.
મેરીજાન= જોબ નકી બાહારે, બની તયારે, તંગ ચોલી બુટેદારે. ૪




ગુજરાતી—માશુકની જુદાઇ (દેખી તેરી વફાદારી એ રાહાપર.)

**( રંગત નાટકની. )**

કીયાં ગઈ અરે તું પીયારી, હાએ જાન જીગર મારી ઇ ઇ ઇ ઇ ઇ ઇ ઈ,
કીયાં ગઇ અરે તું પીયારી,
વચન આપી ગઇ પરહરો મુજને દઇ દગો દીલજાન,
મારી વીરહ મોહોનાબાન, મારો વીહ મોહોનાબાન,

ગઈ કીયાં જાન, ભુલ્યો હું ભાન, ઇયાદમા તારી ઇ ઇ ઇ
હાએ જાન જીગર મારી.
કીયાં ગઈ અરે તું પીયારી, હાએ જાન જીગર મારી, ઈઈઈઈઈઈઈ,
કીયાં ગઈ અરે તું પીયારી. ૧

અએ વનના વાશીયો, પખ્ખશીઓ કરોછો વનનુ રાજ,
કાંહા ઉડી ગયું મારૂ બાજ, કાંહા ઉડી ગયું મારૂ બાજ,
આ તનનો શાજ, દેખાડો આજ, જાઉ હું વારી ઈઈઈ,
હાએ જાન જીગર મારી. ૨

પ્રાન જીવન અએ પવન, જતનથી જલદી દેજે ખબર,
જાંહાં હોએ તે જાની જીગર, જાંહાં હોએ તે જાની જીગર,
વાર નહીં કર આવજે ઘર, બીના કહી શારી ઇ ઇ ઇ
કીયાં ગઈ અરે તું પીયારી, હાએ જાન જીગર મારી ઇ ઇ ઇ ઇ ઇ ઇ ઇ,
કીયાં ગઈ અરે તું પીયારી. ૩

અએ પાહાડોને ઝાડો, ફુલ ફુલ વીંનતી કરૂ તંમપાશ,
કાંહા કીધો પરીએ વાશ, કાંહા કીધો પરીએ વાશ,
બતાવો ખાશ પુરી કરો આશ, દાશની શારી ઇ ઇ ઇ,
કીયાં ગઈ અરે તુ પીયારી, હાએ જાન જીગર મારી ઇ ઇ ઇ ઇ ઇ ઇ ઇ,
કીયાં ગઇ અરે તું પીયારી. ૪

દાદાભાઈ કહે અંત શમામા, મહ્યા બેઉ જીવજાન,
ગયા જોતા બેઉના પ્રાન, ગયા જોતા બેઉના પ્રાન,
રહી નામ નીશાન, મનીરાંમ જુવાન,
ગીયાન પરવારી ઇ ઇ ઇ, કીયાં ગઇ અરે તું પીયારી. ૫

—o—

## હીંદુશથાની—મડોધરીબોધ રાવન પ્રતે

## ( રંગત નાટકની. )

કહે મડો ધરી આકે, દશ કંધકો શમજાકે, એ એ એ એ એ એ એ,
કહે મડો ધરી આકે, ટેક.
બાર બાર પગ પરૂ તું માર માનો માનો પીયાંમ,
દશીયા મીલો જાએ રાંમ, દ શીયા મીલો જાએ રાંમ,
તો શુધરે કાંમ, રહે તોરા નાંમ,
મીલો પીઉ જાકે, એ એ એ, કહે મડો ધરી આકે. ૧

તમામ તેત્રીશ ક્રોડ દેવતા હારે પ્રીયા મંમ દુવાર,
કેઉ ભેભીત હોત તું નાર, કેઉ ભેભીત હોત તું નાર,
દો મનુજ કુમાર, દારૂ કલ માર,
તોરે કને લાકે, એ એ એ, કહે મડો ધરી આકે,
દશ કંધકો શમજાકે, એ એ એએએએએ, કહે મડો ધરી આકે. ૨

ઉને મનુજ નહી જાનો પીયા હએ શીયાપત શ્રી ભગવાન,
શબ રૂશી મુનીધરે ધીયાન, શબ રૂશી મુની ધરે ધીયાન,
કરત કલીયાન, રહે બન આન,
શરન ગહો ધાકે એ એ એ, કહે મડો ધરી આકે. ૩

બાર બાર કેયા કેહે રહી મુજકો, જાનકે તું અનજાન,
કોઉ જોધા નહી મોશમાન, કોઉ જોધા નહી મો શમાન,
લુ છીનમે પ્રાંન, લગે નહી આન,
ભગે ચીલાકે, એ એ એ, કહે મંદોધરી આકે. ૪

અનેક બોધ કર કરકે, થકી નહી માનાવો દશ કંદ,
ભયા કાલકે બશમતી મંદ, ભયા કાલકે બશમતી મંદ,
દારાકે છંદ, કાપીયા બંદ,
કહે મનીરાંમ ગાકે, એ એ એ, કહે મડો ધરી આકે,
દશ કધકો શમજાકે, એ એ એ એ એ એ એ, કહે મડો ધરો આકે. ૫

——o——

# રંગત શોરઠની.

હીંદુસ્તાંની—પરભાત.

## ( રંગત શોરઠની. )

ઉઠો ઉઠો પીઉ ભોર ભયોરી, ગલ છાંડોની બાં મોરી,
એજી, ગલ છાંડોની બાં મોરી, હાંહાં, ટેક.
છુપે ગગનમે નવ લખ તારે, જાગો જાગો ને પીઉ પીયારે,
મુરગા તો બાંગ દેતારે, બેઠે બગલે નદી કીનારે.

### ઝડકી દવડ.

જાગે બ્રામન શનંતશબ કરે ગંગ અષનીયાનજી,
કોઈ પુજા કર રહે કોઈ બાંચે પોથી પુરાનજી.

### દોહેરો.

ભયો ભોર ચંઉ ઓર શોર કરત હેએ નર ઓ નાર,
બોલત દાદુર મોર ઘોર ચકીકા હોરહા પ્યાર.
કોઇ ભજતે હર હર કીશોરી, ગલ છાડોની બાં મોરી,
એજી, ગલ છાંડોની બાં મોરી, હાં હાં. ૧

કાગ કાકા કરે કીલકારી, જાગી જાગી ખીલખત શારી,
ભરને પાની ચલી પનીહારી, માંગનેકો ચલે ભીખારી.

### ઝડકી દવડ.

હોત પ્રભાત ધરતી એ માતકા રથ નીકલતા બાહારજી,
જાગે છપન કરોડ દેવ શબ કરતે જૈય જૈય કારજી.

## દોહેરો.

જાગી શાલા શેશત્ર શખી ઔર જાગે શ્રી ભગવાન,
જાગે શનંતજન ભગત્તશબ ધરે શીવકા ધીયાન.

કોઇ શોતે રહે હમે અધીરી, ગલ છાંડોની બાં મોરી,
એજી, ગલ છાંડોની બાં મોરી, હાં હાં. ૨

બીત ગઇ નીંદમે રતીયા, જાગો પ્રીતંમ ભઇ પરભતીયા,
કોઇ લીખકે ભેજે પતીયા, કોઇ ભેજ રહી શવગતીયા.

## ઝડશી દવડ.

કોકીલા બુલ બુલ મેના પોપટ ભજે પ્રભુકા નામજી,
ધંધેદારી લોક શબ કરે અપને અપને કાંમજી.

## દોહેરો.

કરે કીલોલ પખશીયો શબ મીલ, શુરીયે નીકલતે બાહાર,
અબલા બીંનતી કર રહી, જાગો પ્રાંન આધાર.

મેય લેઉં બલીયા તોરી, ગલ છાંડોની બા મોરી,
એજી, ગલ છાંડોની બાં મોરી, હાં હાં, ૩

ઉઠો ઉઠો મોરે શજનવા, શુરીયે નીકશા બીલા ગગનવા,
બંદ પડા અપના ભવનવા, દરપત હમે મોરા મનવા.

## ઝડશી દવડ.

જો પલખીતી કલ નહીં આતી, જાગો મોરે પીયાંમજી,
પડી નીંદકી જાલ જીશીપે, ભુલા રાંમકા નાંમજી.

## દાહેરો.

ઉઠે પી દંત ધાવનકર, નાએ ધોયે ભજનકર બાત,
દાદાભાઈ શત ગુરૂ મોરે, નીત ઉઠ પ્રભાત એ ગાત.

મનીરાંમ કહે ખુશ ભઈ ગોરી, ગલ છાંડોની બાં મોરી,
એજી, ગલ છાંડોની બાં મોરી હાં હાં. ૪

———o———

## હીંદુશતાની—હોલી.

## (રંગત શોરઠની.)

રાહા રોકે હો કેઉ કંધીયાં, છાંડો છાંડોની મોરી બંયા,
એજી, છાંડો છાંડો ને મોરી બંયા, હાં હાં હાં,
દંહી બેચન ચલી શીરધર કમોરી, ઘર શાશ નંનદકી ચોરી,
જાને દેવો હમકો કોરી, મતરંગમે પીયાંમ ભીંજોરી.

### ઝડશી દવડ.

કહે કીશ્ન મનમોહન ગવલન બચન કહે કુછ ઓરીજી,
મૈય નહી માનુ બાત તુમારે શાથ ખેલુગા હોરીજી.

### દોહેરો.

કહે ગુજર શબ મથુરામે કંનશ કરત હએ રાજ,
ઉનશે કહે હમ જાએંકે ઓ કરે તુમે મૌવતાજ.

રોવગી તોરી જશોધા મંયા, છાંડો છાંડોની મોરી બંયા,
એજી, છાંડો છાંડોની મોરી બંયા, હાં હાં હાં. ૧

કેઉ કંનશકા ડર દીખલાવો, એ ઓરોકો જાકે ડરાવો,
ચાહે ઇંહાં કંનશકો લાવો, તોભી નહીં બચને પાવો.

### ઝડશી દવડ.

મેરા કેયા કોઈ કરે કંનશશે ડરે ન કીશ્ન મુરારજી,
અગા શુર ઓર બગા શુર નરખા શુરેકો કર ઠારજી,

### દોહેરો.

દલમલ ઓર કંનશકી કર તીનોકી ઘાત,
તોભી જાને ના દઊ તુમે, ઓરી ગુજરકી જાત,

મૈય હું બલદાઉકા ભયા, છાંડો છાંડોની મોરી બંયા,
એંજી, છાંડો છાંડોની મોરી બંયા, હાં હાં હાં. ૨

ભઈ છક વો ગુજરી શારી, ઉને ઘેર ખડે ગીરધારી,
હાતોમે ભર પીચકારી, ધશકે ગુજરીપે મારી.

**ઝડકી દ્દવડ.**

કીશકો ખીલગે કીશકો પટકે કીશકે મલતે ગાલજી,
ચુમા ચટકી ઝુમા ઝટકી કરકે મલે ગુલાલજી.

**દોહેરો.**

શબકો રંગોમે બોરદી, કીના હાલ બેહાલ,
ફીર કર જોડ ગુજર કેહેને લગી માનો નંદકે લાલ,

હંમ પડે તુમારે પંયા, છાંડો છાંડોની મોરી બંયા,
એજી, છાંડો છાંડોની મોરી બંયા. હાં હાં હાં. 3

ભઈ ગુજરી શબ લાચારે, ફીર કહેતે નંદકે દુલારે,
જાવો હીલમીલ શંગ શબ્લારે, કહો ખીથા કંશશે જારે.

**ઝડકી દ્દવડ.**

મોરલીધાર મુરાર ગાએ મીઠીશી મધુરી તાનજી,
તીન લોકકો બશકીનો મોહી હુએ શકલ જાહાનજી.

**દોહેરો.**

દાદાભાઈ ઉશતાદકા નયા નીરાલા ગીયાન,
નશવાન નવરોજ એંઉ કહે જય જય શ્રી ભગવાન.

મનીરાંમ ગાએ હોરી બેલીયા, છાંડો છાંડોની મોરી બંયા,
એજી, છાંડો છાંડોની મોરી બંયા હાં હાં હાં. ૪




ગુજરાતી—ધુંન મલારીના તમાશાની.

**( રંગત શરોદનો. )**

પીતલડી કરી હવે કેમ પીઉ શરમાવોછો,
મારા પ્રીતમજી પ્રાંન મને મુકી કાંહા જાવોછો,

જાવોછો જાવોછો જાવોછો રે,
મારા પ્રીતમજી પ્રાન મને મુકી કાંહા જાવોછો=ટેક.

ચોરીના ફેરા ચાર, ફરીયા મારેથી ભરથાર,
હવે જાવોછો કાંહા બાહાર, મને મેલી પ્રાંન આધાર,
એવી મલી કોન નાર, મારી ના કરતા દરકાર.

મારા ખોટા શોગન તમે ખાવોછો,
મારા પ્રીતંમજી પ્રાંન મને મુકી કાંહા જાવોછો,
પીતલડી કરી હવે કેમ પીઉ શરમાવોછો,
મારા પ્રીતંમજી પ્રાન મને મુકી કાંહા જાવોછો. ૧

જાવોછો ફરવા આખી રાત, કીધી પ્રીત કોઈની શાત, મને મેલીને એકાંત
કોને કહુ દુખની વાત, કીધી મારી તમે ઘાત, જીયારે થાયછે પ્રભાત.

પછી મોડા મોડા ઘેર આવોછો,
મારા પ્રીતમજી પ્રાન મને કાંહા જાવોછો. ૨

શુખની શગી શઉ છીનાલ, દુખમા દેશે તમને ગાલ, મારો કરો નહીં હાલ
છોડો રંડીબાજી લાલ, ચાલો શારી જગમા ચાલ, છીકે ચડવાના નહીં વાલ

અમથા ભુલ્યા ભુલ્યા ભરમાવોછો,
મારા પ્રીતમજી પ્રાન મને મુકી કાંહા જાવોછો. ૩

જાઉં મારા પીયર માંઈ, કરૂ જમથી શગાઈ, જઈ મરૂ વીખ ખાઈ,
ધયાદ આવશે ભલાઈ, એમ કેહેછે દાદાભાઈ, મનીશંમે રંગત ગાઈ.

કલગીવાલા તમે શું ગાવોછો,
મારા પ્રીતમજી પ્રાન, મને મુકી કાંહા જાવોછો. ૪

———o———

મરાઠી—ધુંન મલારીના તમાશાની.

## (રંગત શરોદની.)

પતી વાચુન મજા જરા હા થીર મન રાહીના,
ગેલા પતી દશુન માજે કડે પુના પાઈના,

અરે પાઇના, પાઈના, પાઈનારે,
ગેલા પતી રૂશુન માજે કડે પુના પાઇના.

માજા અનીયાવ કાએ ઝાલા, માજે પદરી તુમી ઘાલા, એવડા રાગ કશા આલા,
શોડુન ગેલે તુમી માલા, બરે વાટલે જીવાલા, કશી કીવ નાએ તુમાલા.

માજા પાતકી જીવહા જાઇના,
ગેલા પતી રૂશુન માજે કડે પુના પાઇના. ૧

હોતી આગોદર મી લાહાન, આતા ઝાલો ભરજુવાન, ભેટા માજે ગલ્યાચી આન
પાની પાજુન ઇજીવા તાન, નાહીતર દેઈન માજા પ્રાંન, નુતકે આલે માલા નાહાન,

નકા કામ કરૂ ઘાઈ ઘાઈના,
ગેલા પતી રૂશુન, માજે કડે પુના પાઈના. ૨

કરૂન કૃપા મજવરી, શખીયા દયા વે' તુમી ધરી, ડેવુન મયા અનતરી,
મનતી તુમાશ ખરોખરી, ઠુઉન મરજીમ જવરબરી, અશી વીંનતી મી કરી.

મી રડતે શખીયા ઘાઈ ઘાઈના,
ગેલા પતી રૂશુન માજે કડે પુના પાઈના. ૩

પાજબા દાદાભાઈની જામ, ઝાલો ચુર શુટલા ધાંમ, શખ્યા નકો એઉ થાંમ,
તુજા નાહી માલા કાંમ, કેલે ધરમ શમદે દાંમ, અશા મનતો મનીરાંમ.

કલગીવાલા માજે વાની ગાઈના,
ગેલા પતી રૂશુન માજે કડે પુના પાઇના. ૪




ગુજરાતી—પેગંબરની તારીફ.

**( રંગત છોટી. )**

હું આશકછું એક નુરે નુરાની પર,
મારૂ મનછે ફીદા તારી રોશન પેશાની પર,

તુને બખશી ખાલકે એઉ જાહાની શરદારી,
તે દીને માજદીઅશની કીધી જારી,
તે કરામતો દેખાડી ભારી ભારી,
દીન ગુશતાશપેએ કબુલ કીધીછે તારી.
મન શદા મગનછે તારી મેહેરબાનો પર,
મારૂ મનછે ફીદા તારી રોષન પેષાનો પર, ૧

દીલ હરેક શખશનુ ફીદા થાએછે કીયારે,
દીન માજદીયશની જોયે આંખથી જીયારે.
જેને જોઈ માજદીયશનો થયો તઇયારે,
તે નરના જેવો બીજો ન કોઈ હુશીયારે,
મન શદા મગન તારી આબાદાની પર,
મારૂ મનછે ફીદા તારી રોષન પેશાનો પર. ૨

તું જેવો જાહામે બીજો નથી કોઈ પીયારો,
જે શક લાવે તારાપર હશે નકારો,
કીયામતના વખતપર હાત પકડજે મારો,
હું ગુનાગારનો જલદી થાએ છુટકારો,
મારૂ ધીયાન નથી હવે આ દુનીયા ફાની પર,
મારૂ મનછે ફીદા તારી રોશન પેષાની પર, ૩

કર મેહેર નજર ખાલક તું હવે મારા પર,
શદા નજર રેહેમની રાખજે તું દારાં પર,
તું દયા રાખજે ફરાંમજી પીયારા પર,
કર દશત તું લાંબો તારો એ બીચારા પર,
શદ આં ફરી છે દારાંની શખુનદાની પર,
મારૂ મનછે ફીદા તારી રોષન પેષાની પર. ૪

———o———

ગુજરાતી—નશીયત.

## ( રંગત છોટી. )

કોઈ શાંથે જગતમા પ્રીત ન કરશો ભાઇ,
આ પ્રીત કરેથી યાશે દુખ શવાઈ,

પેલેથી પ્રીત શઉને લાગેછે પીયારી,
પાછલથી લાગે મીઠા કરતા ખારી,
શાચુ કહુશું નહી રહી ઇયારીમા ઇયારી,
નહી માનોતો તંમે મનમા જુવો વીચારી,
હવે દોશોની રહી પઇશા શાથે શગાઈ,
આ પ્રીત કરેથી થાશે દુખ શવાઈ. ૧

મેય ઘણાવો શાથે કીધી હતી દોશતારી,
ભુલેથી મેય મનની વાત કહીતી શારી,
આખર દોશે કાપી ગડદન મારી,
નાદાન દોશ દાનાને દીએ દુખ ભારી,
માનેથી શું કહું શમજાઉ છઉ ગાઈ,
આ પ્રીત કરેથી થાશે દુખ શવાઈ. ૨

હું જાની જોઇને ફશીયો તો મારે હાતે,
પેલેથી મે કોઇની માની નહી વાતે,
શમજો તો ન કરીયે પ્રીત નીચનો શાતે,
આ નીચ વરણ કરે અંત ઉંચના ઘાતે,
હવે દગાખોર રીહીયા દોશ આ દુનીયા માંઈ,
આ પ્રીત કરેથી થાશે દુખ શવાઈ. ૩

ભુલેથી કોઈ દોશતારને મન નહી દેજો,
કદી મન દીએ તો વાત ન મનની કેજો,
આ દાદાભાઇનો શખુન શમજી લેજો,
નાદાન દોશથી હમેશા છેટા રેજો,
મનીશાંમ કહે કેમ શફેદ થાએ શાઈ,
આ પ્રીત કરેથી થાશે દુખ શવાઈ. ૪

——o——

ગુજરાતી—નેકીની તારીફ.

( રંગત છોટી. )

સત નેકીનુ ફુલ કદી ન કરમાએ છે,
રશતો બેશતનો નેકો નરને પાએ છે,

જગમા જશ મેળવે કસ્ટ કરી નેકો નર,
મરતા વેર મેહેરબાની રાખે તે શઉ પર,
શોકાઈ ભાગવે નહી નેકો નર આખર,
દમમા દમ હોએ તાંવેર રાખે શઉનો ડર,
જીભાયાથી લોકો જશ તેનો ગાએ છે,
રશતો બેસ્તનો નેકો નરને પાએ છે. ૧

જીતી પાંચો ઇંદ્રીને મન વશ રાખે,
જીવતા વેર ભોગવે શુખ રાંમ રશ ચાખે,
ભાવથી બોલાવે શઉને ન ભુંડુ ભાખે,
ઇશવરની ઇયાદમા માલ લુટાવી નાખે,
બાહાદુરી ભોગવીને તે ગંમ ખાએ છે,
રશતો બેસ્તનો નેકો નરને પાએ છે. ૨

ટલે નેકોના નહીં જગમા વચન કદાપી,
લીએ દુખમા ભાગ પોતાનો ગરદન આપી,
વાહાલા થઇને જો કોઇએ ગરદન કાપી,
લાવે નહીં મનમા કશુ ન કહે તેને પાપી,
નો કર તેના બદલામા તે થાએ છે,
રશતો બેસ્તનો નેકો નરને પાએ છે. ૩

મોટા વેપાર કોઇ હર ઘરનો કરી જાશે,
ટોટા ન જણાશે તેમા નફો બહુ થાશે,
ધરી ધીયાન દાદાભાઈ કહે હરી ગુણ ગાશે,
રઘુનાથ તે નરની પુરણ કરશે આશે,
મનીરાંમ કહે શીધ તેના કાજ થાએ છે,
રશતો બેસ્તનો નેકો નરને પાએ છે. ૪

———o———

ગુજરાતી—નશીયત શનંતદાર.

## ( રંગત છોટી. )

વાહાલા દાદા તારામા ખાવાના,
આ કાકા માશા ના તારા થાવાના,

વાહાલા તારા નાના થાતા શાંમા,
તાજા ખાજા ખાનારા તારા માંમા,
કાવા દાવા માયામા માકા કાંમા,
કાયામા કાના લાલા કાલા રાંમા,
કાલા વાલામા દાડા આજાવાના,
આ કાકા માશા ના તારા થાવાના, ૧

માલામા છાનામાના નાહાતાતા,
પાકા કાચા દાના દાણા ખાતાતા,
આ નાણામા થાતાતા રાતા માતા,
રાજા ગાનારા વાજામા ગાતાતા,
ખાવાના તાના મા બાના બાવાના,
આ કાકા માશા ના તારા થાવાના, ૨

દાડામા દાડા માકા ખાટા ખારા,
આ આડા થાવા લાગા શારા શારા,
ખાવાવાલા ઝાંઝા ચાહાતા તારા,
ફાંદા શાંદાના કાંટા કારા કારા,
બાપા તારા માયામા ચાહાવાના,
આ કાકા માશા ના તારા થાવાના, ૩

માથાના ખાડા જાડા ફાંશા ફાંશા,
માયાના પાંણા ઝાઝા લાશા લાશા,
શાચા બાના દારાના ખાશા ખાશા,
શારા ગાણા ગાતાતા નાના માશા,
દાના દારાના શામા આ ગાવાના,
આ કાકા માશા ના તારા થાવાના. ૪

———o———

ગુજરાતી—પઈશાની તારીફ, કલગી ઉપર

(રંગત છોટી.)

થાએ માણસની દાનત હરાંમ    પઈશાથી.
નહીં કરવાનુ તે કરે કાંમ    પઈશાથી.

માણસનુ બદલાઇ જાએ મન પઈશાથી.
કાપવી હોએ કાપે ગડદન પઈશાથી.
પઇશાવાલાનુ મન મગન પઈશાથી.
કરે અનેક કાજ અધરની લગન પઈશાથી.
વગડાવે વાજા થાએ ધુમધાંમ પઈશાથી.
નહી કરવાનુ તે કરે કામ પઈશાથી. ૧

બાંધે વાડી બંગલા ને આલી પઈશાથી.
રાખે બાગ બગીચા ને માલી પઈશાથી.
ગએલી ફરી આવે લાલી પઈશાથી.
કોઇબી ચીજ નથી ખાલી પઈશાથી.
મલે અંજીર દરાખ ખારક બદાંમ પઈશાથી.
નહી કરવાનુ તે કરે કાંમ પઈશાથી. ૨

ગએલુ મલેછે ફરી રાજ પઈશાથી.
હાતીપર બેશે મુકી તાજ પઈશાથી.
તનપર પેરે શોનેરી શાજ પઈશાથી.
મલે માનપાન ને રહે લાજ પઈશાથી.
હજામતબી કરેછે હજામ પઈશાથી.
નહીં કરવાનુ તે કરે કાંમ પઈશાથી. ૩

દારાં કહે કલગીવાલા ગાયે પઈશાથી.
લોકોના તાબેદાર થાયે પઈશાથી.
નવરોજ મુરાર મુલજીને શોહાયે પઈશાથી.
શઉ મલીને ખાવા પીવા જાયે પઈશાથી.
નહી ગરવ કરો કહે મનીરાંમ પઈશાથી.
નહીં કરવાનુ તે કરે કાંમ પઈશાથી. ૪

——o——

ગુજરાતી—પઇશા વીશે નશીયત.

## (રંગત છોટી.)

મલે આબરૂ ઇજત ઠાંમોઠાંમ પઇશાથી,
મલે ખેતીવાડી મેડી ગાંમ પઇશાથી,

આ જગમા મલેછે માનપાન પઇશાથી,
મુરખનેખી આવેછે શીયાન પઇશાથી,
પઇશાવાલો કરેછે ગુમાન પઇશાથી,
દાતાભી કરેછે પુન દાન પઇશાથી,
નહીં થાશે તમારૂ ઉપર નાંમ પઇશાથી,
મલે એતીવાડી મેડી ગાંમ પઇશાથી. ૧

બેશે હાતી ઘોડા ઉપર પઇશાથી,
લડવા જાએ લઇને લશકર પઇશાથી,
જીતે ગાંમ તાજ ને છતર પઇશાથી,
પરણે નારી રાખે ચાકર પઇશાથી,
નહી મલશે તમને શવરગ ધાંમ પઇશાથી,
મલે એતીવાડી મેલી ગાંમ પઇશાથી, ૨

આ દુનીયામા પઇશાની માયા ખોટી,
શઉથી ઉતમ એક હરની ભગતી મોટી,
તે ધણીના ઘરમા પઇશા અશંખ કોટી,
તેને ભુલશો તો ખાશો જમની શોટી,
નહીં થાશે તમારૂ ઉપર નાંમ પઇશાથી.
મલે એતીવાડી મેડી ગાંમ પઇશાથી. ૩

તે રલી રલીને પઇશા ખુબ કમાવ્યો,
અંતને શમે તારે કાંમ ન પઇશા આવ્યો,
શું લઈ જાવાનો છે તું ઈહા શું લાવ્યો,
એમ દાદાભાઈએ ઘણો મને શમજાવ્યો,
નથી રાખતો મનીરાંમ કાંમ પઇશાથી,
મલે એતીવાડી મેડી ગાંમ પઇશાથી. ૪

—o—

## ગુજરાતી—જશનના મહીનાની મુબારખી.

### ( રંગત છોટી. )

તમે શરવે અનજુમન શમજો જરતોશતી ભાઈ,
આ મહીનો જશનનો કરૂં હું તેની વધાઈ,

આ મહીનામા કોઈ નેક કામ જો ચાહાએ,
જે મુરાદ મનમા ચાહાએ તે પલમા પાએ,
હર આફતમા તે કબુ નહીં ગભરાએ,
જે તે કરવા ચાહે તે ઘડીમા થાએ,
જે કોઈ આવે આ જશનમા શમજો ચાહાઇ,
આ મહીનો જશનનો કરૂ હુ તેની વધાઈ. ૧

આ જશનની કીરીયા જે કોઈ કરવા ચાહાશે,
એક બાલબી તેનો કબુ ન વાંકો થાશે,
તે શાહેબ હમેશાં રેશે તેની પાશે,
બાઈ બવરાવી પોતેબી શઉ બાશે,
અંતની વાતમાં શઉ કોઈ આપે ગોવાઈ,
આ મહીનો જશનનો કરૂં હું તેની વધાઈ. ૨

શઉ કોઈ જાએ આ જશનમા એકટા થઇને,
એક નામ શાહેબનું ફકત જબાપર લઇને,
શઉ ભનઉ ગનઉ કરેછે તાં શઉ જઇને,
બેશાડે એક બેકને આદરમાં દઇને,
આ નેક કામમા શઉ કોઈ લેછે ભલાઈ,
આ મહીનો જશનનો કરૂં હું તેની વધાઈ. ૩

આ નેક મહીનો જશનનો છે શત માનો,
આ મહીનામા આ બેયાલ લખાયો જાનો,
છે આશક દારાંપર શરવે જમાનો,
બશ કલમ રોકીને બેશી રેહે હવે છાનો,
એવા નેક કાંમમા શદાછે દાદાભાઈ,
આ મહીનો જશનનો કરૂ હું તેની વધાઇ. ૪

—o—

ગુજરાતી—કલજુગ વીશે.

## ( રંગત છોટી. )

કલીજુગમા હજારો પાપ હવે થાએ છે,
ઉચા નીચાની ચાલ ન પરખાએ છે,

માંગવાને બ્રાંમણ ઘેરો ઘેર જાએ છે,
ભડવાઓ બેઠા માલશાલ ખાએ છે,
દીકરો બાપ શાંમો બોલી ઇતરાએ છે,
દીકરી બાપથી વર માંગે ન શરમાએ છે,
હલકા હલકાઇ કરીને ઉભરાએ છે,
ઉચા નીચાની ચાલ ન પરખાએ છે. ૧

દોશી દોશીને જોઇને અકડાએ છે,
જોઈ ભાઇ ભાઇને મનમા અકલાએ છે,
કથાવો દેડાને ઘેર વંચાએ છે,
તુલશી ફુલોના તોરન બંધાએ છે,
પુજા પત્રી કરી ગંગામા નાહાએ છે,
ઉચા નીચાની ચાલ ન પરખાએ છે, ૨

પીએ દારૂ પંદીતનું મો ગંધાએ છે,
વીશનવો ને તીંયાં પરમાટી રંધાએ છે,
બ્રાંમણોને ઘેરે તુલશી કરમાએ છે,
ઉચાવોને જોઈ નીચા હરખાએ છે,
નીતીને જોઈ અનીતી પંથરાએ છે,
ઉચા નીચાની ચાલ ન પરખાએ છે. ૩

આંખ છતાં આંધરા થયા ન દેખાએ છે,
હવે પછી શું થાશે તે નહી શમજાએ છે,
ગુરૂ જરીફ દાદાભાઇને હર શાએ છે,
કલગીવાલા ફુલનજી ફુલાએ છે,
મનીરાંમ અરદેશર નવા ખેયાલ ગાએ છે,
ઉચા નીચાની ચાલ ન પરખાએ છે, ૪

ગુજરાતી—શેર જમશેદજી જીજીભાઇ બાટલીવાલાનો ધરમ મોટો.

( રંગત છોટી. )

સત પુરશોના નાંમ જગમા રહી જાએ છે,
રબ શાહેબ વાલી અંત તેનો થાએ છે,

જગતમા કાંમ જેને નેકીનુ કીધુ,
મરતબો વધારી પર દુખને હરી લીધુ,
શેહેરો શેહેરમાં પ્રશીધ નામ થયું શીધુ,
દશ ખંડમા દાતા થઇને દાન બહું દીધુ,
ઉભાયા પર તેનું નાંમ ન કરમાએ છે,
રબ શાહેબ વાલી અંત તેનો થાએ છે, ૧

ઉતી પાચો ઇંદ્રોને વશ કરી નાખી,
ઉવતા વેર પર ઇશિત્રીપર આંખ નહી રાખી,
ભાવો ભગતીમા ઉમર ગમાવી આખી,
ઇનિકાર ન કીધો લીધો બોલ શઉ શાંખી,
બાહાદુરો એવી કરી જગમા દુખ પાએ છે,
રબ શાહેબ વાલી અંત તેનો થાએ છે, ૨

ટલશે આફત જો એવા કાંમ નર કરશો,
લીમડાની ડાલી પકડી ન શાગર તરશો,
વારંમવાંર નેકી કરો ધીયાન જો ધરશો,
લાભો આફતથી પછી કદી નહી ડરશો,
નોધાયું નામ ઉપર ઇંહા જશ ગાએ છે,
રબ શાહેબ વાલી અંત તેનો થાએ છે, ૩

ધરો ધીયાન નરો તરો કરો નેકી કાંઈ જગમા,
રમી રહીયો હરીહર ઘટ અંતર રગો રગમા,
મનની તજો મંમતા બેશો શારી કોઈ વગમા,
મોટા તે રબ કહે દારા પડો તેના પગમા,
ટોલી બદાની મનીરાંમથી ગભરાએ છે,
રબ શાહેબ વાલી અંત તેનો થાએ છે. ૪

—o—

ગુજરાતી—ઓ ઇશવર માહારાંનીજીનુ રાજ શદા શલાંમત રાખજો.

( રંગત છોટી. )

ઓ દીનાનાથ દયા રાખજો માહા રાની પર,
ઇશિવરી નજર કરો એની રાજધાની પર,
શરવે પાંતીનુ શુખ રાજમા એના,
વલી નીયાએ અદલછે ખરા રાજમા જેના,
રજભરખી પછી કોઇ દુખ ભોગવે શેના,
માટે ભાઇયો ગુણ ગાવો શદા તમે તેના,
હાવ ભાવ રાખજો હરી અદલ દાનો પર,
ઇશવરી નજર કરો એની રાજધાની પર. ૧

રાનીનુ રાજ પ્રભુ તપો શુરજના જેઉ,
નીતીનુ ભરેલું બેજુ રાજ નહી એઉ,
જીવતાં વેર રાજમા શુખ ભોગવી લેઉ,
નુકશાની ન તલભર થાએ મારૂં એ કેહેઉ,
રાખેછે પ્રેમ શદા ધરતી પવન પાની પર,
ઇશવરી નજર કરો એની રાજધાની પર. ૨

જશ ગાએ કવીતામા કવીઓ નર ગીયાની,
શત પુરશો શમજે રૂપ ઇશિવરી રાની,
દાતાર એવી કોઈ નહીં થઈ નહી થાવાની,
શાતવંતી શાધવી શીતલ શંમુદ્રી શીહાની,
લાવજો ન આફત એવી મનમાની પર,
ઇશવરી નજર કરો એની રાજધાની પર. ૩

મનશા પુરણ કરજો એની જદુરાઈ,
તન મનથી જગમા રાખો એની બડાઈ,
રાખો લાજ આજ પ્રભુ કહેછે દાદાભાઈ,
ખરશેદજી શુરતીની રહી જગમા ભલાઈ,
જોતા ન કોઈ મનીરામની નાદાની પર,
ઇશિવરી નજર કરો એની રાજધાની પર. ૪

# રંગત શીકશતાની.

ગુજરાતી—ઇશવર તું જગતનો પાલનહાર શરવેના ઉપરછે.

## ( રંગત શીકશતાની. )

ઇશવર તું દીલભર છો દીલને અંદર નજર ન આવે તું કોઇના જાની,
શરવેમા વીયાપીક અલગ તું શઉથી છો ગીયાનીયોમા તું શેરષ્ટ ગીયાની,
વજગી આ માયાની મોહની શઉને ભુલી ગયા તુજને શઉ શીહાણા,
રલી રલી રખડી રખડી રઝલી માયામા પઇશા ઘણા કમાણા,
તુ ચાહે અમીરને ફકીર કરે બશ વલી કરે રંકમાથી રાણા,
જને ન તારી કલાને જાણી લપરી પડીયા જોઈ માયાના પાંણા,
ગગનને શુરજ ચંદરને ધરતી પવન પાણી પાંચોએ નીશાની,
શરવેમા વીયાપીક અલગ તું શઉથી છો ગીયાનીયોમાં તું શેરષ્ટ ગીયાની. ૧

તને તો ભુલીને ભટકે ઇંહાવાંહા બની કોઈ શાધુ ને કોઈ શનીયાશી,
નોચીને તારા નાંમના ખરડાં તીરથ કરે કંઇએક ત્રીથવાશી,
પાશેના પરમેશવરને ભુલીને જાએ શોધવા હર દુવાર કાશી,
લપટાવી લાલચમા તનને મનને દેખાડે શઉને વલી ઉદાશી,
ન શમજે તારી કલાની કીર્તી કે જગમા તારીછે આબાદાની,
શરવેમા વીયાપીક અલગ તું શઉથી છો ગીયાનીયોમા તું શેરષ્ટ ગીયાની.૨

હાજર હજુરીમા ઉભા તારા કંઇએક ગીયાની ગુનીને ચાતર,
રશીલુ રૂપ જોવા તારૂ તરશે કરે તપેશા છોડીને ઘર જર,
શદા તું ભગતોને ઘટવશેછે ઓં મારા જાની ઓ પીયારા પરવર,
રહેછે તન મનથી જાનો દીલથી થઈ શદા ભગતનો તું ચાકર,
વેરભાવથી ભજે તને કોઈ તેનેભી ઉપર છે મેહેરબાની,
શરવેમાં વીયાપીક અલગ તું શઉથી છો ગીયાનીયોમા તું શેરષ્ટ ગીયાની. ૩

નામપર તારા વારી જરીફછે તેની મદત કરજે જાનો તનથી,
ઉશતાદ મારો છે દાદાભાઈ તને ભજેછે અંતષ કરનથી,
પકડ હાત તું એનો પ્રેમથી ઉતાર પાર પ્રભુ પાપીને મનથી,
રેહા જઇ ખરશેદજી શુરતી મુલજી પ્રેમચંદ જીવાજી શઉ તુજ શરનથી,
છે આશ તારી મનીરાંમને ઓઠી આ માયાછે શરવે ફાની,
શરવેમાં વીયાપીક અલગ તું શઉથી છો ગીયાનીયોમા તું શેરશ્ટ ગીયાની.૪

———o———

ગુજરાતી—શરાપો.

## ( રંગત શીકશતાની. )

ઓ પયાર દીલભર ઓ જાની પીયારા જીગરમા લાગીછે આગ મારા,
શું કહું હકીગત હું મારા મનની તું મારા મનમા વશેછે પીયારા,
અજબ રશીલી શુરત એ તારી જોઈ ચંદ્રમાને લાગે કટારી,
જોયે આંખ તારીને કોઈ આશક તો તેને તન થાએ જખમ એ કારી,
એ ગાલ તારા ગુલાબ જેવા હોટોની લાલી લાગેછે પીયારી,
એ નાક શીધુ તારૂછે શરખુ શરવે એ મનમા જુવે વીચારી,
ફીઆરે શુરત જોશુ અમે બશ એ આશ મનમા રહી અમારા,
શું કહું હકીગત હું મારા મનની તું મારા મનમા વશેછે પીયારા. ૧

જબાની બોલીછે તારી મીઠી કે બોલી બોલેછે જેવા પોપટ,
જો બાગમા બોલે કોઈ બુલ બુલ તો બોલી તેનીછે શરવે ફોકટ,
જો રાગથી બોલે જાની મારો તો તાંથી કોયેલ ઉડેછે ઝટપટ,
એ જોઇ મેએના પોતાના દીલમા લજાઇ કહેછે ન કર તું ખટપટ,
એ રોષની તારી શરવે જાની છે તારા બકશીશના શઉ બીચારા.
શું કહું હકીગત હું મારા મનની તું મારા મનમા વશેછે પીયારા, ૨

જો કોઈ જોયેછે દાંત તારા તો કહેછે એ શઉ મોતીના દાના,
ગડદનને તારી જોએજો આશક તો થાએ તન મનથી શઉ દીવાના,
એ શાફશીનુ આરીશા જેઉ તે ચમકે પારાના જેમ પાના,
એ તારી કુદરત છે શરવે જાની ફીદાછે તારાપર શઉ શીહાના,
એથી વધારે કરૂ શું તારીફ નથી જબામા એ દંમ અમારા,
શું કહુ હકીગત હું મારા મનની તું મારા મનમા વશેછે પીયારા. ૩

એ શરવે તારીફ કીધીછે હુંએ ફકત શમજો છે મારા મનની,
કોઈ વધારે કરે શું તારીફ ન તાકત એવી છે કોઈ જનની,
કર રેહેમ ખાલક તું મારા ઉપર આ હાલત જોઇને મારા તનની,
બોલાવી મુજને લે આ જાહાંથી દેખાડી દે રાહા તારા વતનની,
આ ખેયાલ પુરો કીધોછે હુંએ જરીફ કહેછે બશ કર તું દાગ,
શું કહુ હકીગત હું મારા મનની તું મારા મનમા વશેછે પીયારા. ૪

——o——

ગુજરાતી—કલગીના ખેયાલપર ખેયાલ.

## ( રંગત શીકશતાની. )

હું તારો રાજા તુ મારી રાણી હું તારો જાની તું જાન મારી,
હું છેલ તારો તું મોહના મારી દગો કરીશ નહીં હું જોડે તારી,
નહીં જાવા દઉ હું જુવાની તારી કરીશ આવી કોઇદી મેહેરબાની,
હવડે તું જાવા દે મુજને જાની પછી લઇશ તારી વાત માની,
મનેછે ધંધાની હાંમ ઝાઝી માટે તું ઘેર બેશી રેજે છાની,
ન તું ભટકતી ન તું રખડતી ન ઘેર કોઇને જતી દીવાની,
હું ફુલ તારો તું વાશ મારો હું બાગ તારો તું મારી કીયારી,
હું છેલ તારો તું મોહના મારો દગો કરીશ નહીં હું જોડે તારી. ૧

ન દોશ દેતી નશીબને તું ન કોઇને કેહેતી કે જેહેર ખાઉ,
ન ઝેર ખાતી ન જીવથી જાતી ફરીને હું થોડા દનમા આઉ,
ન કાશી જાતી ન ગંગા નાહાતી ન જાતી દશવીશ પચાશ ગાઉ,
જીયારે કમાઉ તીયારે હું આઉ પછી આ તારા મનને મનાઉ,
હું જીવ તારો તું કાયા મારી હું પીઉ પીયારો તું પ્રાંન પીયારી,
હું છેલ તારો તું મોહના મારી દગો કરીશ નહીં હું જોડે તારી. ૨

ન દુખ દેતી આ તનને મનને ન પડતી ઝાઝી તું નાર ગંમમા,
મન રાખી હરમા રેજે તું ઘરમા શદા શાશુ શશરાના હુકમમા,
ભરોશો દીલમા રાખી હરીનો શદા ચીત રાખજે ધરંમમા,
તારૂ ધરમ મુજને કાંમ લાગે હરેક હરકત ને હર વીલમમા,
તુ મોહેની મારી હું તારો મોહન તું મારી રાધા હું કુંજબીહારી,
હું છેલ તારો તુ મોહના મારી દગો કરીશ નહીં હું જોડે તારી. ૩

કહે દાદાભાઈ શમજ તું અબલા ન જા તું હરને મનથી વીશારી,
એવા કીપાલુ છે દીન દયાલુ હર કોઈના કારજ નાખે શુધારી,
કહે શુરતી ખરશેદજી જીવાજીને તજીને ચાલો આ દુનીયાદારી,
કહે દાશ બોધવજી બેહેર શીકશતો ગાઇને દુશમનની નરદમારી,
હું ગોવાલ તારો શખી તું મારી મનીગાંમ કહે હું નર તુ નારી,
હું છેલ તારો તું મોહના મારી દગો કરીશ નહીં હું જોડે તારી. ૪

---

ગુજરાતી—શરાપો તથા નાયેકા વરણન.

## ( રંગત શીકશતાની. )

અલબેલી છબેલી રંગેલા પીયારીને જોવાથી જાએ મનની ઉદાશી,
બારીએ બેશે તો વાદલ ફાડીને જેમ ચંદ્રમાની જોત પ્રકાશી,
જેમ વલખાઇને નાગ બેઠા એવા લટકે કાલા વાલ તેના,
શફેદી ઉપર રતાશ મારે એવા ગુલાબી છે ગાલ તેના,
મોનામા ચાવે પાન ગીલોરી જેથી દેખાએ હોટ લાલ તેના,
આંખોના કાણા આભોના તારા ચંમકે રાતના મશાલ તેના,
દાંત શોહાણા દાડંમના દાંણા ઉભી દાંડી નાકની છે ખાશી,
બારીએ બેશે તો વાદલ ફાડીને જેમ ચંદ્રમાની જોત પ્રકાશી. ૧

જો પાન શોપારી ખાએ પીયારી તો તેના ગલામાથી દેખાએ,
બાંએ બાજુબંદ રતન જડીતના પોચાની તારીફ શું મોંહથી થાએ,
હતેલીમાંઈ મેદી રચી ખુબ હીરાબી નખની શોભે ન જાએ,
છાતીએ નાજુક છે ગોલાબને નારંગીબી દેખીને શરમાએ,
પેટ નરમ કાપુશથી વધારે મખમલ જેવી ઉપર ચામડી લાશી,
બારીએ બેશે તો વાદલ ફાડીને જેમ ચંદ્રમાની જોત પ્રકાશી. ૨

શુંગદી દુટીથી તર અતરની કમરબી તેની બાલથી કંમછે,
પીંડ તેની બીલોરની ભીત બેઉ જાંગો જાણે બીલોરના થંમછે,
ગુઠણુથી વાંક ઉતરયો નીચે બારીક આંગલીયો તેની નાજુક નરંમછે,
લંગર એ પગમાં વાગેછે ઝમઝમ પગના એ તલીયાંમા બે પદમ છે,
નખથી તે માથા શુંધી શજીયોશાજ ઉભી બને બાજુ ચાર દાશી,
બારીએ બેશે તો વાદલ ફાડીને જેમ ચંદ્રમાની જોત પ્રકાશી. ૩

જો બોલી બોલે મારી પીયારી તો મેના કોયલ બેઉ શરમાઈ,
ગુજરાતી બોલીમા બેહેર શીકશતો કહો તમે એમ કહે દાદાભાઈ,
છે શેઠ શાપુર ફરાંમજી બેઉ કાનશજી રાખે શઉથી ભલાઈ,
નખથી તે માથા શુધ્ધીની તારીફ એ કાનજીએ શભામા ગાઇ,
મનીરાંમ કહે પીયારીને જોઇને શરવે મારા મનની ચીંનતા નાશી,
બારીએ બેશીતો વાદલ ફાડીને જેમ ચંદ્રમાની જોત પ્રકાશી. ૪

—0—

ગુજરાતી—શરાપો.

## (રંગત શીકશતાની.)

શું એક નારી જોઈ પ્રાન પીયારી જાણે પરી ઇંદ્રની અકાશી,
શું તેનો ચેરો શું તેનુ રૂપ કહુ શું બોલી બોલે તે મુખ વાશી,
શું તેજ કપાલનુ શુરજ જેવું શું લટકે માથાથી નાગ કાલા,
શું વાદલા ઘેરે ચંદ્રમાને તેમ તે ગાલને ઘેરે મોવાલા,
શું ગાલ ગોરા ગોરા બેરંગી દેખાએ ગુલાબી તે ગુલાલા,
શું તેની ભવ કહુ શું તેનો નખરો શું આંખના મારે બરછી ભાલા,
શું કાન નાજુક શું નાક શીધું શું દાંતપર મશી કાલી ખાશી,
શું તેનો ચેરો શું તેનુ રૂપ કહું શું બોલી બોલે તો મુખવાશી. ૧

શું લાલ હોટ તેના પરવાલા જેવા શું મોડામા પીયારી પાન ચાવે,
શું તેની ગડદન શીશી એ શરખી શીશાની ગડદન તે લજાવે,
શું તેનો ખંભો શું તેનો પોચો શું હતેલીમાં મેંદી જમાવે,
શું તેના નખની શફાઇ કહું હું હીરાનેખી જોઇને મોરછા આવે,
શું આંગ આરીશા જેવું ચંમકે શું ચાંમડી ઉપર લાશી લાશી,
શું તેનો ચેરો શું તેનુ રૂપ કહુ શું બોલી બોલે તે મુખવાશી. ૨

શું તેની છાતી છે કાચી કેરી શું ગોલ બને નારંગી જેવી,
શું કહું શફાઈ હું પેટની તેની નથી શફાઈ મખમલમા એવી,
શું વાંશો તેનો બીલોરની ભીત શું તેની તારીફ મોનાથી કેહેવી,
શું દુટી તેની હરનના જેવી છે વાશના કશતુરીમા તેવી,
શું તેની કમર બાલથી બારીક જોવાથી આશકની જાએ ઉદાશી,
શું તેનો ચેરો શું તેનું રૂપ કહું શું બોલી બોલેછે મુખવાશી. ૩

શું તેની જાંગુ બીલોરના થંમ જોઈ ફશીયા આશક ભોલા ભાલા,
શું તેની પગની આંગલચું તલવા શાધું જોઈ ભુલ્યા ફેરવી માલા,
શું દાદાભાઈ કહે પ્રેમથી જરીક ગુરૂના છે બોલ બાલા,
શું કાનજી શીવજી મુરાર મુલજી ઓધવજી પાંચોછે તુરાવાલા,
શું તેનો મટકો મનીરાંમ કહે શું તેના લટકાની કહું મીજાશી,
શું તેનો ચેરો શું તેનુ રૂપ કહું શું બોલી બોલે તે મુખવાશી. ૪

——o——

હીંદુસ્તાની—ફુલોના નાંમ ક્રીશ્ન લીલા.

## ( રંગત શીકશતાની. )

હમે કેવડેમા કાલા ક્રીસ્નજી કુવર કનાઈકા કીજે શુમરન,
ચંપામે ચત્રભુજ બીરાજે ચકોર ચીત કરકે ચેહેતે શબ જન,
ગુલાંબમે રહે ગોવીંદ ગંગાધર ગેંદામે રેહેતા હમે ગીરવર ધારી,
રહે શવેતીમા શાંમ શુંદરજી શાંમ શલોના શ્રી કુંજબીહારી,
દવનેમે દામોદર દાતા દીન દયાલ ઓ હમે દ્રશન કારી,
મોહન હરન મન રહે મોગરેમે મુકંદ મીલે હમે કર મેહેમા શારી,
હમે ગુલાલામા લાલા કનીયા લાલનંદકા કરે તું દરશન,
ચંપામે ચત્રભુજ બીરાજે ચકોરચીત કરકે ચેહેતે શબ જન. ૧

કમલામા રહે કમલા પતીજી જીને રચી હમે એ શ્રીસ્ટી શારી,
બેલામે બાલાજી બીરાજે બલરાંમપે બશ હું મૈય બલહારી,
જુઇમે રહે જગનનાથજી જીબીયાશે જશ ગાતે નરવો નારી,
જાઇમે જગજીવન જગપતી જગતમે જૈય જૈયકી જુગત ભારી,
મુરારી મરવેમે હમે મનોહર મુરાદ મનકી કરે હે અરપન,
ચંપામે ચત્રભુજ બીરાજે ચકોર ચીત કરકે ચેહેતે શબ જન. ૨

કનેરમે કીરતાર કાનજી નંદ કીશોરકી ક્રીપા હમે જારી,
શહેલીમે શાવરીયા શાંમજી મગન એ મનકર મદન મુરારી,
ગુલબાશમે રહે ગોકુલવાલા ગોકલાદીશકી છટા હમે નોયારી,
ચંબેલીમે ચનચલ ઓ કરે છેલ બજાકે બીન ચત્ર કરઓધારી,
રહેતા છબીલા ઓ ગુલછડીમે કરકે ઓ છલબલ લુટે હમે તનમન,
ચંપામે ચત્રભુજ બીરાજે ચકોર ચીત કરકે ચેહેતે શબ જન. ૩

હજારામેં હરેક દેવ રેહેતા હર તરફશે હો રહી જેય જેય કારી,
દેતે હમે દરશન દુરવામે ગનપત જીનોકી મુશેપે હમે શવારી,
તુલશીમે ત્રીભોવનનાથજી પુજે જીશે ઘર ઘર નર ઓ નારી,
રહે આંકડેમે અલબેલા બજરંગ હમે દાદાભાઇકો ભગતી પીયારી,
ગાતે મનીરાંમ શીફત ફુલકી શદા હરીહર હમે જીનેપે પરશન,
ચંપામે ચત્રભુજ બીરાજે ચકોર ચીત કરકે ચેહતે શબ જન. ૪



હીંદુશતાની—નહી આગાહા જો મુજશે (એ રાહાપર.)

**(રંગત બેહેરે ગજલ ધુંન ઝીઝોટીની.)**

જો દીલકી કદર નહીં જાને, ઉશે કેહતે હમેં શંગે દીલ,
માન કુછ અએ બુતે કાફીર, જો મીલના હો તો હમશે મીલ,
જો મીલના હો તો હમશે મીલ, જો મીલના હોતો હમશે મીલ,
દરદ દીલકા હી દીલ જાને, ઔર કોઈ કૈયા જાને નાદાં,
નબ્જકો છુતે હી મેરી, ભગે અફલાતુ ઔર લુકમાં,
દવા એ દરદકી નાંહી, છાન મારી હમે શારી જાંહાં,
મરે કંઈ ઇશ્કમે હએ પીયારા, અમીરો પાહા ગદા પેહેલવાં.

**શેર.**

એ દરદ ઓ હમેકે જીશકી નહી દવા હોતી,
શીવા માહાબુબ કે પીયારો નહીં ઉશકો શફા હોતી,
મરે લાખો તબીબા જો કેહતે થે ઓ હોતા થા,
એ દરદ એશા હએ કે મુકાબીલ નહીં કજા હોતી.

રહેમ દીલ હોતો પેચાને, જાને કેઆ હોજો દીલકે શીલ,
માન કુછ અએ બુતે કાફીર, જો મીલના હોતો હમશે મીલ. ૧

દરદ એ અબભી કંમતી હએ, બડેગા ગરચે એ બીયારે,
આંહાશે મેરી ટુટેગે, શખી આશમાનોંકે તારે,
જલા દુંગા બીઆબાંકો, ઔર જલાઊંગા કોહો શારે,
આશકોમેભી અપના નાંમ, કરૂંગા અબતો આશકારે.

## શેરે.

શુનેગા જો અગર મજનુ બીયાબાંમે મેરી કાહાની,
કહેગા જાકે લૈલાશે શખી મેરી વો હૈરાની,
કહે ફરહાદ ષીરીંકો ઔર જાકે દમનશે નલ,
હુવા કોઈ આશકે પયદા જાંહામે અપનેહી શાની.

મેરી હાલતકો દેખે જો, આ હોતે જાનશે બીશમીલ,
માન કુછ અએ બુત કાફીર, જો મીલના હોતો હમશે મીલ. ૨

દરદ નહીં એ શફા હોગા, દવા કોઈ લગતી નહીં કારી,
વશલ બીન જાએગી નહીં, મેરે દીલકી એ બીમારી,
શફા હોગા તો તુજશે હો, દુર કર એ આહોજારી,
ન કર અઇયારી મુજશે તું, રેહેમ લાકે તું કર ઇયારી.

## શેર.

ગલીમે આએકે તેરે શનમ મૈય તીનકે ચુનતા હું,
ષબો રોજ દરબદર મૈય જાકે અપને શરકો ધુનતા હું,
કભી વઈશીબના ભટકા કોહો શેહેરોમે જાજાકે,
કરૂ બાતે કોહોશે ઔર ઉશકી બાતે શુનતા હું.

ઇશ તરેહ દીલકો શમજાતા, તોભી નહીં શમજે દીલએક તીલ,
માન કુછ અએ બુતે કાફીર, જો મીલના હોતો હમશે મીલ. ૩

કહુ હાલત કીશે જાકે, જો એ દીલપે ગુજરતી હએ,
કુશુર નહીં ઇશમે હએ કીશકા, જો એ તકદીર કરતી હએ,
એ આશકોકે કભી આગે, કજા કુછ દંમ ન ભરતી હએ,
જરીફ કહે આષકોશે હી, હમેશાં મોત દરતી હએ.

## શેર.

કહે દારાં આ શંગે દીલકો દીલ દેના નહીં અછા,
ન જાને કદર જો દીલકી ઉશે કેહેના નહીં અછા,

કહે નવરોજ એ નશવાં શદા કાવશજીકો એઉ,
ખુદાકો છોડ કરના કીશકી ઔર ચેહેના નહી અછા.

મનીશંમ મુફતીલા દીલશે, હુવા આશાન કર મુશકીલ,
માન કુછ અએ બુતે કાફીર, જો મીલના હોતો હમશે મીલ. ૪

# રંગત બેહેરે ગજલ ભેરવીનો મીલાવટ.

હીંદુસ્તાની—માશુકની બે વફાઇ વીશે.

## ( રંગત બેહેરે ગજલ ભેરવીની મીલાવટ. )

તેરે ઇશ્કોમે અએ પીઆરે, ફીરતે શરપેં મેરે આરે,
એક રોજ આરે તું આરે, મરતા હું ગમકે મૈયે મારે,
દરદ દીલ કીશે કહું જાકે, કોઈ શુનતા નહીં મેરી,
જીશે મૈય જાનતા અપના, ઓહી હોતા શનમ બૈરી,
કરૂ દીન રાત મૈય આકે, કુચએ જાનામા ફેરી,
કોઇ કાશીદ નહી દેતા મુજે આકે ખબર તેરી,
તબીયત મેરી ગભરાતી, કજા મુજકો તુ લે જારે,
એક રોજ આરે તું આરે, મરતા હું ગંમકે મૈય મારે. ૧

વસ્લકા વાયદા મુજશે, કીયા પબકો ન આયા હએ,
તુને કુછ દીલમે એ જાલીમ ખુદાકા ઓફ ન ખાયા હએ,
મુરગ બીશમીલકે તરહશે, મુજે પબભર તડપાયા હએ.
તોભી કુછ હાલપે મેરે, તુને નહી રહમ બતાયા હએ,
જો જાનાથા તુજે જાના, તો નહી કરનાથા લાચારે,
એક રોજ આરે તું આરે, મરતા હું ગંમકે મૈય મારે, ૨

જો એશા જાનતા મૈતો, તો અવલ દીલ લગાતા નહીં,
શંગે દીલ જાનતા તુજકો, તો મૈય કુછ આહા બતાતા નહીં,

બતાકે આહા ગીરા આહામે, તીશપે તું એકભી ખાતા નહીં,
ખુદાકો જુવાબ કેશા તું, દેગા જો તું આહાતા નહીં,
માન કુછ અર્જ્ઞે બુતે બેપીર, ગલેશે મેરે લગજા રે,
એક રોજ આરે તું આરે, મરતા હું ગંમ કે મૈય મારે. ૩

આપ મીલના હોતો પીઆરે મીલ, નહી મુજકો તેરી પરવાહા,
ખુદા હાફીજ હમારા હર્જ્ઞે, કરેગેં ઉશકી હમતો આહા,
જરીફ દાગ મેરે મુરશદ, જો રખતે મુજપે મહેર નીગાહા,
જાનો દીલશે મૈય શદકેહું, બતાઇ જીશને મુજકો રાહા,
મનીરાંમ કેહેતે શુન ગીયાની, બેહેર કોઈ એશી તું ગારે,
એક રોજ આરે તું આરે, મરતા હું ગંમકે મૈય મારે. ૪




ગુજરાતી—કલગીવાલાની શલામપર શલાંમ.

## ( રંગત લંગડી. )

પેલાં નમું પ્રમેશવરને બ્રંમા ષંકર, કરૂ શલાંમ.
પાછલ તેના=ભગતો જન મુનીષવરને, કરૂ શલાંમ.
છપન ક્રોડ જાદવ કુલને શઉ દેવશતાનને, કરૂ શલાંમ.
છ શાશતરને=વેદ ચારોના બીયાનને, કરૂ શલાંમ.
શાત શમુદ્ર શાતો દીપ શાતો અશમાનને, કરૂ શલાંમ.
નવ ખંડ ધરતી=ચીઆશ પંડીતના પુરાંનને, કરૂ શલાંમ.
અગીઆરો આતષ બેહેરાંમ મશજીદ મંદરને, કરૂ શલાંમ.
પાછલ તેના=ભગતો જન મુનીષવરને, કરૂ શલાંમ. ૧

ચંદ્ર શુરજ નવ લખ તારા નારદના તાનને, કરૂ શલાંમ.
શવ્રશતીને=ને ગનને ગુરૂ ગીયાનને, કરૂ શલાંમ.
નવ કોઠી નાગને પવનપુત હનુમાનને, કરૂ શલાંમ.
શઉ શીશીઠીને=નમું પ્રાનીના પ્રાંનને, કરૂ શલાંમ.
ઇશા મુશા મહમદ જરાતોંશત ચારો નરને, કરૂ શલાંમ.
પાછલ તેના=ભગતો જન મુનીષવરને, કરૂ શલામ. ૨

પશુ પખસી જીવજંતને વરનુ શઉ પાશાનને, કરૂ શલાંમ.
જીવતા મુવેલા=ઓલીયા કપ્રશતાનને, કરૂ શલાંમ.
અઢારે વરનને નમુશ્કુ ભાઇયો મુશલમાનને, કરૂ શલાંમ.
શઉ તપશીને=નમુ રૂશીયોના ધ્યાનને, કરૂ શલાંમ.
અંડશઠ તીરથ નવધાંમ દીશા ચારોના ઘરને, કરૂ શલાંમ.
પાછલ તેના=ભગતો જન મુનીષવરને, કરૂ શલાંમ. ૩

દેવતા જલ જંગલ ડુંગર માટીની ખાનને, કરૂ શલાંમ.
શઉ શાહોને=નમુશ્કુ પેહેલવાનને, કરૂ શલાંમ.
જરીફ દારાં કહે માત પીતાના માનને કરૂ શલાંમ.
પછી ગુરૂને=નમુ હું એઉ જાંહાનને કરૂ શલાંમ.
મનીરાંમ કહે નમી નમી હું શઉ શાહરને કરૂ શલાંમ.
પાછલ તેના=ભગતો જન મુનીષવરને કરૂ શલાંમ.

—— o ——

## ગુજરાતી—ખુદાની તારીફ.

## (રંગત લંગડી.)

મારતાર મુખતીયાર ઇયાર મેં કરીયું નથી કંઇ ધરમ કરમ,
માટે ઉગારો=વીશારો મંમતાને રાખો શરમ ભરમ,
માયાલુ ક્રીપાલુ દયાલુ મનના મારાછો હમ દમ,
મારો જીવારો=મટાડો માહા દુખ દેખાડો અગંમ નીગંમ,
માત તાત ને ભ્રાત તમે મારાપર કરો નહીં જુલંમ શીતંમ,
માહારાજ શંભારો=તારો મને દુખમાથી થઇ નરંમ ગરંમ,
માલમતા જોઇ મોહી પડીયો બશ આયો વ્રેથ આ જનમ શનંમ,
માટે ઉગારો=વીશારો મમતા ને રાખો પરમ ભરંમ, ૧

માફ પાપ કર મારા બાપ મને આપ બોધ પ્રથમ ઉતમ,
માયાનો ભારો=ઉતારો મારો વધારો ન ગમ માહતંમ,
માલક બાલક પ્રતીપાલક મારાપર કરો તમે કાયમ રહંમ,
માધવ શુધારો=કાજમમ પ્રાનજીવન શુખશંમ બાલંમ,
માહા અગીઆરશ રાંમ નવમી કરી ન કોઈ શાતમ આઠંમ,
માટે ઉગારો=વીશારો મંમતાને રાખો શરમ ભરંમ. ૨

માલા હાથમા લઈ ફેરૂ છઉં માટે કરો કંઈ હાકંમ હુકંમ.
માન વધારો=મારૂ મને દેખાડો રૂપંમ અનુપંમ,
માંગુશ્રુ વર મોરલીધર તમે થાવો પરશોતંમ હાતંમ,
માહા દુખીયારો=છઉં હવે માંગુ મોત થયો દંમ બેદંમ,
માનીયું નહીં મેં કોઇનુ ભુલ્યો તમને કરી હું ટાકમ ટીકંમ,
માટે ઉગારો=વીશારો મમતાને રાખો શરંમ ભરંમ. ૩

માણક મોતીમા ગુથી લડી ખેયાલોની કરૂશ્રુ રકમ ખતંમ,
મારો પીયારો=પ્રભુ પ્રમાનંદના મલુ કદમ પદંમ,
માહેની મતલબ દાદાભાઈની શમજો નથી કંઈ રૂશતમ કંમ,
માશી બીચારો=માગી અરદેશર ગાએ મધમ પંચંમ,
માત કીધા વૈરીને એવી કરે મનીરાંમનો કલમ જખંમ,
માટે ઉગારો=વીશારો મમતાને રાખો શરમ ભરંમ. ૪

———o———

## ગુજરાતી—કલગીના ખેયાલપર ખેયાલ.

## (રંગત લંગડી.

ઇશ્ક ચીજછે બુરી ચડાવે શુલી કરાવે કુડા કરંમ,
ઇશ્ક ફશાવે=શતાવે ઇશ્ક તજાવે શગાં કુટંમ,
ઇશ્ક મરાવે માર ખવારે ગાર વધારે દીલનો ગંમ,
ઇશ્ક લજાવે=કુલોને ઇશ્ક મુકાવે જાતી ધરંમ,
ઇશ્ક પીવાડે ઝેર છોડાવે ઘેર ઉઘાડો કરે ભરંમ,
ઇશ્ક લુટાવે=માલ ધન ઇશ્ક કરે નતનવા જખંમ,
ઇશ્ક કાહાડે જંગલમા ડુબાડે જલમા લગાડે આંગ ભશંમ,
ઇશ્ક ફશાવે=શતાવે ઇશ્ક તજાવે શગાં કુટંમ. ૧

ઇશ્ક નચાવે નાચ જનાવે આંચ શાચને કરે નરમ,
ઇશ્ક ભુલાવે=ભાન ને શીયાન કરે બુધીના કંમ,
ઇશ્ક શુવાડે ભાઇએ વધારે રોગ પવાડે ખોટા શંમ,
ઇશ્ક હશાવે=ને રોવરાવે રખડાવે પાડી જુલંમ,
ઇશ્કના મારીયા ફરીયા કરે ઉતર દખન પુરવ પછંમ,
ઇશ્ક ફશાવે=શતાવે ઇશ્ક તજાવે શગાં કુટંમ. २

ઇશ્ક ચલાવે કાંટામા ને ઇશ્ક શુજાડે અગંમ નીગંમ,
ઇશ્ક મંગાવે=ભીખ ને કાલજુ બારે કરી શીતંમ,
ઇશ્ક દેખાડે નરક કરાવે આપઘાત નહીં લાગે વીલંમ,
ઇશ્ક અપાવે=ફકીરી ઇશક ભુલાવે ઇયાર શનંમ,
ઇશ્ક આ લાખો તરાની આફત પાડે અપાવે નવો જનંમ,
ઇશ્ક ફશાવે=શતાવે ઇશ્ક તજાવે શગાં કુટંમ. ३

ઇશ્ક કરો નહી ડરો જરીફ ઉશતાદનો માનો ઇયાર હુકંમ,
ઇશ્કી બનાવે=ખેયાલ દાદાભાઈ કરે કાંહાવેર રકમ,
ઇશ્ક જગાડે રાતને દાહાડે ઇશક ભગાડે રાહા રશંમ,
ઇશ્ક એક આવે=કાંમ હરનો માટે નર હરને નમ,
ઇશ્ક કરો માલકનો કહે મનીરાંમ જાંવેર દમમા દંમ,
ઇશ્ક ફશાવે=શતાવે ઇશક તજાવે શગા કુટંમ. ४

———o———

ગુજરાતી—તારીફ માલકની.

## ( રંગત લંગડી. )

તનછે તેનુ જીવબી તેનો તેમા તારૂ મારૂ શુંછે,
ભજ તું તેને=કે તેના વગર બીજુ શારૂ શુંછે,
રાતને દાહાડો ભુલો ન તેને લીયો હરીનુ નામ નરો,
મારૂં મારૂ=કરીને જગમા નહી એ કાંમ કરો,
અનેક ધંધો તજી કરીને પેલ આ તંમે કાંમ કરો,
રશતો નરકનો=તજીને રશતો વંઇકુટ ધાંમ ધરો,
શતછે મારૂ કેહેઉ ભાઇયો તેમા કહો નઠારૂ શુંછે,
ભજ તું તેને=કે તેના વગર બીજુ શારૂ શુંછે. १

દાનાની કરો શંગત ભાઇયો નહી કાહાડો નાદાનમા દન,
મુગતી તંમારી=ન થાશે ગઓ નહી ગુમાનમા મન,
કાશી દુવારકાં અનશટ તીરથ કાયામા વશી જાનમા જન,
ભગતી કરોતો=અફલ નહી જાએ મલે હર ધીવાનમા ધન,
ભગત જનોને દુનીયામાં હરનામ વગર પીયારૂ શુંછે,
ભજ તુ તેને=કે તેને વગર બીજુ શારૂ છે. ૨

મુગતી તંમારી કદી ન થાશે જગમા નર એંહેકાર કરે,
ભગતી કરેથી=પાછી જંમ રાજાની તલવાર વરે,
કાંમ ક્રોધ મધ લોભ મોહો તજોતો નર કંઇ શાર શરે,
જનમ મરનથી=છુટે જે નર હરનો આધાર ધરે,
જે કોઇ હરીના ઇશ્કનો ઘાહેલ તેની દવા દારૂ શુંછે,
ભજ તું તેને=કે તેના વગર બીજુ શારૂ શુંછે. ૩

લઇ જોગીનો વેશ તજીને દેશ કરો વનવાશમા વાશ,
પ્રેમનો દારૂ=પીઇને થાવો એક ગલાશમા લાશ,
દાદાભાઇનો એયાલ શમજી દુશમન મુકે નીશાશમા શાશ,
ભગતી કરીયાનો=એક આવે છે બારો માશમા માશ,
કહે મનીરાંમ રાંમ નામ વલી પ્રેંમ વગર પીયારૂ શુંછે,
ભજ તું તેને=કે તેના વગર બીજુ શારૂ શુંછે. ૪

——o——

## ગુજરાતી તથા હીંદુસ્તાંની બે બોલીમાં—નાજની પઠાનનો કીશો.

### ( રંગત લંગડી. )

નવી કરૂંછું જુની વાતને નર નારી શંમજો દઇ કાન,
નગરશેઠની=છોકરી તેને વરી ગયો એક પઠાન,
નાના મોટા એનેક શેહરપન નોતુ શેહેર કોઇ શુરત શમાન,
નીયાએ નવાબી=ચાલતો હતો નીત શુરત દરમીયાન,
નાહાવા નદી તાપીને કીનારે જાતા તા તીયાં શઉ ઇનશાન,
નારી નર શઉ=મલી તાપીમા કરતાતા અશનીવાન.

## શેર.

નાંમવંતુ શેહેર શુરતનુ કરૂ શું હું વખાન,
નીયાતો અઢારે વરણુની રેહેતી હતી કરે પુનદાન,
નાંમ શમજી શેહેરનું જોવાને આવ્યો જાફરખાન,
નદીની શોભા જોવા ઉભો તીંયા નર જાફર જુવાન.

નાહાતી નદીમા જોઈ કેશરને જાફરખાનનો ગઈ શુધ શીયાન,
નગરશેઠની=છોકરી તેને વરી ગયો એક પઠાન. ૧

નાજુક જુવાની નાની ઉમર રૂપ કેશરનું ચંદ્ર શમાન,
નાહી ધોઇને=નાર તે ચાલી થયો જાફર શાવધાન,
નીરલજ થઈ નાજનીનો પલો પકડી ઉભો રશતામા નાદાન,
નૈપનકા ખંજર=માર કાંહા ચલી નાર મેરી દીલજાન.

## શેર.

નહી મૈય જાને દેઉ તુજે અએ જાન મૈય બકશુગા જાન,
નાજો નખરાં દેખકે ભુલાહું મૈય દીનો ઇમાન.
નાગાહાની નઈ બલા એ પડી મેરે શરપે આન,
નીમજાં અબ નાતવાંકો નહી શતા ચલદે મકાન,

નાર નીહાલી કહે પઠાનને મુક મારો પલો અગનીયાન,
નગરશેઠની=છોકરી તેને વરી ગયો એક પઠાન. ૨

નગરશેઠની હુંછું દીકરી બાપ મારો ધનવાન નીધાન,
નીયાત જાતનો=વડોછે શેઠ ઘણો ગીયાની બલવાન,
નવાબનુ છે હેત એનાપર જે નર શુરતનો શુલતાન,
ન જીવતો છોડે=તુને નર મારોખી લેશે ઝટ પ્રાન.

## શેર.

ના ડરૂ તેરે બાપશે ના ડરૂ નવાબશે મેહેરબાંન,
નાજુક બદન એક નીગાહાકા તું માર તીર કશકર કમાન,
ના તું જાનની હાની કરતો અએ મુરખ મારૂ તું માન,
નવનાથ બજરંગ બીરને કરૂ ઇઆદ તો થાશે હેરાન.

નીયાત નાગરની છે ધરંમવંતી તું છે જાતનો મુશલમાન,
નગરશેઠની=છોકરી તેને વરી ગયો એક પઠાન. ૩

નાબુત કરૂ નવનાથ નેમકો નીકાલડાલુ શબ કુફરાન,
નાંમણી અલા=કા લુ અલી હશન હુશન પર હું કુરબાન,
નાદાની દે છોડ નાજની નબીકા કલમા પડ શુભહાન,
નીશાર કરદું=તુજપે ધનમાલ જાન મુજે કુશમ કુરાન.

## શેર.

ના તડકડા જા ઇહાંથી માનતો નથી કેમ હેવાંન,
નથી દયા તુંને આવતી તું જાતનો છે બે ઇમાન,
નબલી હાલત જોઈ પોતાની નારીએ પછી બદલ્યું ધીયાન,
નાગર ગયા પાશે નવાબને કેહેવા વીતેલું બયાન.

નાગરની ફરીયાદ ન શમજી ઘણી કીધીછે ધનની હાન,
નગરશેઠની=છોકરી તેને વરી ગયો એક પઠાન. ૪

નીયાત જાતને તજીને કેશર પુરો કીધો મનનો અરમાન,
નીકાહા પડીને=ગઈ જાફરની જોડે હીંદુશતાન,
નશીબનો નહી ટલે લેખ એક રહી જાએછે નાંમ નીશાન,
નવા કથે છંદ=જરીફ દાદાભાઈ ગાએ નવરોજ નશરવાંન.

## શેર.

નવી રંગત રાગની આ ખેયાલમા છે પુરન ગીયાન,
નાક કાપી કુટંમનુ ચાલી ગઈ તજી માન પાન,
નારી જાતી કલગીમા છે અનેક રાગને શુર તાન,
નાનાભાઈ કાવશજી કહે ના કર ભરોશો અએ જવાંન.

નાંમ હરીનું ભજો કહે મનીરાંમ જાંહાનનુ તજ તોફાન,
નગરશેઠની=છોકરી તેને વરી ગયો એક પઠાન. ૫

———o———

## ગુજરાતી—શુરતની નવી આગનો ખેયાલ.

## ( રંગત લંગડી. )

પછંમ હીંદુસ્તાંનમા પેલે નોતું શેહેર કોઈ શુરત શમાન,
રેલ ને આગે=શેહેર શુરતને કરી મુકીયું શમશાન,
શુરત શોનાની મુરતપર પડવા લાગા નત નવા જુલંમ,
કોઇદી રેલમા=તણાએ કોઇદી આગમા થાએ ભશંમ,
શંવત અઢારશે તાણુમા લાગીતી આગ પેહલે પ્રથંમ,
અઈતર માશમા=થયો તો કોપ તેજ અતી ગંમ માહતંમ.

### શેર.

પનચીયાશી લાખ રૂપીઆની નુકશાની તેમા થઇ ગઈ,
અડી હજાર માંણશોના જીવનો હાની થઈ,
વલી શ્રાવણ માશમા રેલ આવી તે થોડું તાંણી ગઈ,
આહાકાર વરતી રહીયો તો એવો જુલમ દીઠો નહીં કંઈ.

શન અઢારશે તીઆશીમા ફરી આવી રેલે કરીયું તોફાન,
રેલ ને આગે=શેહેર શુરતને કરી મુકીયું શમશાન. ૧

પેલો ગંમ વીશરાયો નોતો કે બીજો ગંમ વલી થયો તયાર,
અગની દેવે=ફરી વરતાવ્યો પુરમા આહા આહાકાર,
શન અઢારશે નેવીયાશી એપરેલની છઠી તારીખ ઇયાર,
અઈતર શુધ છઠ=શનીવારે લાગી આગ શુરતમો જાર.

### શેર.

કાંહા કાંહા લાગીતી આગ કહુ તેનો શરવે હાલજી,
લાગી પ્રથંમ કેલાપીટમા મારી મોટી ભાગોલે ફાલજી,
કાટપીઠીયાવાડમા હોલી શલગી દીશે જબરી જુવાલજી,
અગની માતા જોતા જોતામા વધી તતકાલજી.

હાએ વાએ ને કરે રડાપીટ વ્રીધ બાલ નર નાર જુવાન,
રેલ ને આગે=શેહેર શુરતને કરી મુકીયું શમશાન. ૨

થઈ દોડા દોડ અતી પુરમા બંબા આવ્યા શરકારી,
તેબી આગમા=ભોગ થઈ પડીયાં નહી આવી છ્યારી,
બુરાનપુરી ભાગોલ બોલ પશતાકીયાની શલગી ભારી,
અગની માતા=વચી લીધી પોલ શુખડીયાની શારી.

## શેર.

કંશારા બજાર કાપડ બજારપર પાડી આગે ધાડજી,
ગોલવાલાનો શલગી દુકાંનો કરે ગંડો રાંડજી,
બલ્યો ટેકરો ૩ વાલાનો બંગડીવાડ કાંશકી વાડજી,
પછી શલગીયું દાગડવાડ કીધી આગે મારા ફાડજી.

હરી પર ઘાંચી શેરી માલી ફલ્યું ગલ્યું આગે નીધાન,
રેલે ને આગે=શેહેર શુરતને કરી મુકાયું શમશાન. ૩

નવા પરાનો અરધો ભાગ લઈ કોઈના ટાલ્યા નહી ટલ્યા,
અનેક જીલા=લઈ અંગની માતાએ ભોગ ગલ્યા,
કાંહા કાંહાથી અટકીયા બોલાણા વલી જઈને કાંહા મલ્યા,
પછીંમ તરફના=લીંમડા ચોકથી માતા પાછા વલ્યા.

## શેર.

શાંભી હારે મુગતી ફોજના ઘેરથી અટકી ખરી,
ઉતર દીશા રાંણી તલાવથી આગ તે પાછી ફરી,
કાંશકીવાડમા અટકી શટકી હરી પુરીથી તે જરી.
દશા પુરવ ઘોબીશેરી પીરની છડીથી પાછી વરી.

દાદા શાહેબના ડેરાના પાછલા ભાગથી અટકી જાન,
રેલે ને આગે=શેહેર શુરતને કરી મુકીયું શમશાન. ૪

અગનીમાતા તીંયાથી ચાલ્યા પોતા દખશીણ દીશા ભણી,
બુડેલવાડના=નાકાથી અટકી ગઈ કરી મેહેર ઘણી,
હીંગલોકવાલાની પોલથી અટકી થાએ બુંમ બહુ આગ તણી,
ચારો દીશામા=આગ માતાએ ફેરવી પોતે ફંણી.

## શેર.

ઠેક ઠેકાંણે તારો મેલ્યા જુદી જુદી જાતના,
ખાશ ત્રેનો મુકાઈથી મુંબઈથી વલી તે રાતના,

પછી એકદંમ થયા બંદ તાર રહીયા આશાબંદ કંઈ વાતના,
શઉ એ શબર થઇને કરે વીચાર ભાતો ભાતના.

કોઈ કહે તાર હાશીશ શલગી કોઈ કહે શેહેર બલ્યું આખુ નીધાન,
રેલ ને આગે=શેહેર શુરતને કરી મુકીયું શમશાન. ૫

ફરી આગ રવીવારે લાગી શલાટપરનો બાલ્યો ભાગ,
વલી તે દાહાડે=નવા પુરામા લાગી પાછી આગ,
એક ઓલાએ ને બીજી શલગે ઠેક ઠેકાંણે જાગો જાગ,
દશ ઠેકાંણે=લાગી તે દાહાડે આગ થઈ ભાગા ભાગ.

## શેર.

શેંમ, મંગલ, બુધ, ગુરૂ, બાકી ન શુકરવારજી,
જાંહા જોઇએ તાંહા આગની બુંમ પડી પુરમા ઇપારજી,
વીશ દન શુંધી જારી રહી બાલયા કંઈ ઘર દુવાંરજી,
વીગત કહું શઉ દનની કેહેતા ન આવે પારજી.

ત્રણ હજાર ઘર ભશ્મ કીધાં પોણા ક્રોડનુ થયુ નુકશાન,
રેલ ને આગે=શેહેર શુરતને કરી મુકીયું શમશાન. ૬

થયો અતી ગભરાટ હીંમત હારીને ધ્રુજે નરને નાર,
બાલક બચ્ચાં=લઈ ગયા શેહેર બાહાર તજી ઘરને દુવાર,
તડકો તાપ શઉ શેહેવા લાગા મનમા આગની બીક અપાર,
પેટી પેટારા=કાહાડી શામાન રાખ્યા રશતામો જાર.

## શેર.

પછી માંનતા દેવીની થાવા લાગી પુરને માએજી,
કોઇએ માતાવોને ભાંડી કોઈ કહે થાવો શાએજી,
ઘણા હોંમ હવન શરવેકોઇના આગણામાં થાએજી,
વલી શાથે બ્રંમ ભોજનની થઈ તયારી જમવા જાએજી.

એવી રીતે ઉથલ પાથલ બહુ થઈ શેહેર શુરત દરમીયાન,
રેલ ને આગે=શેહેર શુરતને કરી મુકીયું શમશાન. ૭

શુરતીયોના દુખ હરો હરીહર કરો કીપા શઉના ઉપર,
પેહલુ દુખછે=પાણીનું થાએછે હાંણી પાણી વગર,

શતાવાલા શમજીને લાવો પાંણી શુરત અંદર,
નલ પાંણીના=મુકવા જોઇએ શઉ કોઇના ઘરો ઘર.

**શેર.**

થોડામા મૈય આગનો છંદ કીધો ભાઇયો તંમામજી,
બંદા જરીફ શાહેર બેઉ કરે શાહેરીના કાંમજી,
શાહેરીમા નામ તેનું પ્રશીદ ગામો ગાંમજી,
ઉશતાદ મારો પ્રશીદ જેનું દાદાભાઈ નાંમજી.

મનીરાંમજી ખીયાલ બનાવે મનમા ધરી ઉશતાદનું ધીયાન,
રેલ ને આગે=શેહેર શુરતને કરી મુકીયું શમશાન. ૮

——o——

ગુજરાતી-વીજલી આગબોટનો ખેયાલ.

**( રંગત લંગડી. )**

જૈય જૈય રતનાગર શાગર તમે અનેક પાપીયોને તાર્યા,
હવે નીરદેહ થયા કેમ=દુબાડી વીજલી મનુષોને માર્યા,
કાન દઇને શમજો ભાઇયો કહુ હું વીજલીનો વીશતાર,
શંવત ઓગણીશશે=પીશતાલીશ કારતક શુધ પાંચંમ ગુરૂવાર,
શન આઢારશે છઠીઆશી નવેંબરની આઠમી તારીખ ઇયાર,
કછ માંડવીથી=ઉતારૂ શાડાશાતશે થયા શવાર.

**શેર.**

ઉતારૂ દુવારકાં પોડબંદર વેરાવલ મુંબઈના ભરી,
વીજલી વેરણ થઇને શઉની કાલચંદ્રમા નીકરી,
રૂપેણ બંદર થઇ પછી તે દુવારકાં આવી ખરી,
ખરે બપોરને બાર વાગે ઉભી તીંયાં લંગર કરી.

થોડા ઘણાએક ઉતારૂવોને દુવારકાં બંદરપર ઉતાર્યા,
હવે નીરદેહે થયા કેમ=દુબાડી વીજલી મનુષોને માર્યા. ૧

તાંથી વેરણ વીજલી ચાલી એકશો પનચીયાશી ઉતારૂ લઈ,
આગલ ચાલતાં=થયો બહું પવન ઘટા ઘંનઘોર થઈ,

વળી વાદલાં વેરો થઈ લાગાં ગાજવા એકપર એક શઈ,
વીજ ચંમકે બહુ=વરશે વરશાદ મોતી પોડ બંદર જઈ.

## શેર.

લેલી શાહેએ ઉભુ રેહેવા જણાવ્યું કાલા નીશાનમા,
પણ વીજલી તાં થોભી નહીં એકદંમ પડી તોફાનમા,
દેખાઈ વેરાવલ શુધી તે આવતી તી ધીયાનમાં,
પછી દ્રસ્ટીથી તે ગુંમ થઈ પડી દરીયાઈ મેદાનમાં.

જનના ધાર્યા ન થાએ કાંમ થાએ કાંમ પ્રભુના મન ધાર્યાં,
હવે નીરદેહે થયા કેમ=ડુબાડી વીજલી મનુષોને માર્યાં. ૨

વીજલીયોના બહુ થાએ કડાકા ગભરાયા જોઈ નરને નાર,
બાલક બચ્ચાં=રૂવે કરી જોર શોર ગભરાટ અપાર,
કોઈ કહેછે ખુદા ખુદા કોઈ કહે રાંમ કોઈ કહે મુરાર,
કપતાંન શઉને=ધીરજ આપતો હતો તાં વારંવાર..

## શેર.

મા રૂવે જોઈ બાલને બાલક રૂવે જોઇ માતને,
ભાઈ રૂવે જોઇ બેનને ભગની રૂવે જોઇ ભ્રાંતને,
જોઈ પતી નારી રૂવે રોએ પતી જોઇ અબલા જાતને,
પાશ થનારા વીદીયાર્થી રોએ પટકી પટકી હાતને.

જે જે ચડીયા તે પડીયા ભોગ થઈ એકેને પાછા નહી વાર્યા,
હવે નીરદેહ થયા કેમ=ડુબાડી વીજલી મનુષોને માર્યા. ૩

ઉપર આભ નીચે પાંણી હાએ હાએરે શુરતની બારી,
જોઈ જોઇને=અતી તોફાન રોએ તાં નરનારી,
જોઈ રડાપીટ બોંમ બરાડા કપતાંન ગભરાયો ભારી,
ઉઘાડી ફાડકુ=પુરીયા તેમાં શઉને ધીરજ દઇ દઇ શારી.

## શેર.

અંધકાર શરપે થઈ ગયું ધરોયું કાલે રૂપ વીકરાલજી,
અધવચમા આવી જંમ ઉભા જલમા બીછાવી જાલજી,

અંતે ડુબી વીજલી વમલમા આણીયો શઉનો કાલજી,
પેલાં જાંહાંને તાંહાં સઉ રહી ગયાં શમરીને દીન દયાલજી.

વર રાજાના લીધા પ્રાણ પ્રભુ એકેને નહી શણધાસ્યા,
હવે નીરદેહે થયા કેમ=ડુબાડી વીજલી મનુષોને માસ્યા. ૪

કોઇ વ્રીધ ડોશા ડોશી કોઇ પણેલાં કોઈ બાલ જુવાંન,
કોઈ કુંવારા=આવતા તા લગન કરવા ભેગી લઈ જાન,
કંઈ ખલાશી મજુર માલન કોઇ ઇજનરને કોઈ કપતાન,
માને ધાવતાં=બચાંવોને ધાઈ રહી મુખ દરમીયાંન.

**શેર.**

કોઈના તનથી તન મલેલા કોઇના હાથકે હાથમા,
કોઇના માથાં પગ મલેલા કોઈ ભીડી બાં બાથમા,
કોઇનુ મન રહીયું નારમા ને કોઇનુ મન રહોયુ નાથમા,
એ હરી તેં શું કરી શઉને લીધા કેમ શાથમા.

હજાર જીવનો લીધો ભોગ પ્રભુ એકેને નહી ઉગાસ્યા,
હવે નીરદેહે થયા કેમ=ડુબાડી વીજલી મનુષોને માસ્યા. ૫

કોઇનો ઉતરયો શાજ રંડાઈ કોઈના ન લાવા લેવાણા,
કોઈ બેવારશ=થયા ને કોઈ વાંઝીઆ કેહેવાણા,
કોઈ નીરધનો થયા જનો કોંઇને દુવાર તાલા દેવાણા,
કોઈ વીયોગી=મીંત્રહીન કોઇના માલધર વેચાંણા.

**શેર.**

એક માહા શઉવે વાટ જોઈ આખર થયા નીરાશજી,
શમજયું કે વીજલી ડુબી પછી ટુટી શઉની આશજી,
ઘરોઘર કાંણો મંડાઈ ગુજરાયો એવો ત્રાશજી,
વીજલી વેરણ થઇને જનનો કીધો શતીયાનાશજી.

મરતા વેર નહીં લાહા ઓલાશે એવા શઉના મન બાચ્યા,
હવે નીરદેહે થયા કેમ=ડુબાડી વીજલી મનુષોને માસ્યા. ૬

કોઇનુ તીરથ કાંમ ન લાગુ કોઇનો ન આડે આવ્યો ધરંમ,
શરવે કાલવશ=થઇને મુવા ખુલો નહીં થયો ભરંમ,

આખર વીજલી નારી જાતીએ દીધો દગો કરીયુ કુડું કરંમ,
જરીફ દારાં=કહે તેની કલગીવાલાને મોટી શરંમ.

### શેર.

પ્રેમચંદ ઓધવ કહે કડી બની ખીના આજજી,
વેલજી અલી એમ કહે રાખો પ્રભુ તમે લાજજી,
નશવાન અરદેશર કહે મનના કરો પ્રભુ કાજજી.
મતહીન દીનબંદુછાઇએ તમે જગપતી માહારાજજી.

મનીરાંમ કહે રાંમચંદ્રએ કાજ ભગત જનના શાર્‍યા,
હવે નીરદેહે થયા કેમ=દુખાડી વીજલી મનુષોને માર્‍યા. ૭

———o———

ગુજરાતી—પરનારી વીશે નશીયત.

## (રંગત લંગડી.)

શુખ ઓનારી દુખ દેનારી કરમની કારી, પરનારી.
જર હરનારી=દુખી કરનારી નકારી, પરનારી.
ઘર ગાંમ મુકાવે રઝલાવે શઉ કુટંમ તજાવે, પરનારી.
કલેશ કરાવે=શતાવે ગલુ કપાવે, પરનારી.
ભાન ભુલાવે કુલને લજાવે શુલી ચડાવે, પરનારી.
ભીખ મંગાવે=કભાવે કાંમ ન આવે, પરનારી.
પેલેની ઘયારી શઉ તમારી મુકે વીશારી, પરનારી.
જર હરનારી=દુખી કરનારી નકારી. પરનારી. ૧

શાંજ શવારે હાત પશારે કાલજુબારે, પરનારી.
જો મન ધારે=તો મારે ઝેર પીવારે, પરનારી.
ભાંઇએ શુવારે ગાલ ખવારે દુખ વધારે, પરનારી.
ગુણને વીશારે=નર્ક દુવારે લઈ પધારે, પરનારી.
મુખનીશારી દીલની પ્યારી છે હતીયારી, પરનારી.
જર હરનારી=દુખી કરનારી નકારી. પરનારી. ૨

રાજથી ઉઠાડે મુલથી ઉખાડે વનમાં કાહાડે, પરનારી.
રાતને દાહાડે=જગાડે નીતી બગાડે, પરનારી.

દુખ દેખાડે આફત પાડે બદી શીખાડે, પરનારી.
જલમા ડુબાડે=નશાડે નાચ નચાડે, પરનારી.
રાજદુવારી શનશારીને કરે ભીખારી, પરનારી.
જર હરનારી=દુખી કરનારી નકારી. પરનારી. ૩

દારાં કહે વારી જુવો વીચારો ન થાશે તમારો, પરનારી.
મારામારી=કરે ભારી નીત જારો, પરનારી.
ચાલ સુધારી નહીં તે તારો નહીં કર પીયારી, પરનારો.
કરશે ખુવારી=શદા લુટારી ધુતારી, પરનારી.
મનોરાંમ કહે મારી નશીયત શારી કેમ તે ધારી, પરનારી.
જર હરનારી=દુખી કરનારી નકારી. પરનારી. ૪

———o———

ગુજરાતી—ઘર નારી વીશે નશીયત.

## ( રંગત લંગડી. )

શુખ ચાહાનારો દુખ હરનારી અગીયાકારી, ઘરનારી.
જુવો વીચારી=શદા દુખીયારી ખીચારી, ઘરનારી.
જીવને બાલે શતથી ચાલે આફત ટાલે, ઘરનારી.
શદા શંભાલે=ને પાલે પ્રેમે નીહાલે, ઘરનારી.
પતી દુખ ભાલે હાતને ઝાલે હીંમત આલે, ઘરનારી.
ઘરમા ઘાલે=ક્રોધ ગાલે મનવાલે, ઘરનારી.
શરગની બારી લીએ ઉગારી શુખની કીયારી, ઘરનારી,
જુવો વીચારી=શદા દુખીયારો ખીચારી. ઘરનારી. ૧

પાપથી ઉગારે કાજ શુધારે ધરંમ વધારે, ઘરનારી.
પતીને તારે=શવ્રગ દુવારે લઈ પધારે, ઘરનારી.
શારૂ ખવારે શેજે શુવારે અવગુણ વીશારે, ઘરનારી.
તન મન બારે=ને મન મારે દન ગુજારે, ઘરનારી.
પત હીતકારી શેવા શારી કરે પીયારી, ઘરનારી.
જુવો વીચારી=શદા દુખીયારી ખીચારી, ઘરનારી. ૨

પ્રીતીને ભાવે પીઉને બોલાવે દાઝ ઓલાવે, ઘરનારી.
ગંમ વીશરાવે=હશાવે મનને રીઝાવે, ઘરનારી.

ક વખતે આવે જીવ બચાવે રાજ અપાવે, ઘરનારી.
તીરથ કરાવે=મનાવે હેત જણાવે, ઘરનારી.
ભાગ લેનારી દુખમા ઇયારી આપે તમારી, ઘરનારી.
જુવો વીચારો=શદા દુખીયારી ખીચારી, ઘરનારી. ૩

દાદાભાઈ કરે ભલાઈ નીત બડાઈ, ઘરનારી.
તાહાકુ ખાઈ=એશ ઘર માંઈ, ગાઈ, ઘરનારી.
શરશાઇ પીઉની શફાઈ કરે શવાઈ, ઘરનારી.
બદલે બુરાઈ=ન બદલાઈ ન રીશાઈ, ઘરનારી.
મનીરાંમની શારો નશીયત ભારો ન મુકો વીશારી, ઘરનારી.
જુવો વીચારી=શદા દુખીયારી ખીચારી, ઘરનારી. ૪

——o——

ગુજરાતી—શંનતદાર નશીયત.

## ( રંગત લંગડી. )

કશી કશી કાયાને કશ્ટ બહુ કીધા ધરોયો નહી કાલનો ધાક,
કરી કરીને=કપટ કુડ કરમ કીધાં થઇ મન મુશતાક,
કંકાશ કજીયો કરીયા કરીયો બશ નહી શમજ્યા કોઇ જનનો વાંક
કદર કાલજી=ન કોઇનો કરી કાંમ કીધાં નાપાક,
કલ હીકમત કશરત કામમાં કીધાં કરમનો વાલ્યો આંક,
કમ કમાટથી=કદી કાલજી ન કીધું કોઇની જરાક,
કલી કાલમા કાંમ ક્રોધ વશ થયા કશાઈ કુડના ઘરાક,
કરી કરીને=કપટ કુંડ કરમ કીધા થઈ મન મુશતાક. ૧

કરૂણા કરી નહી કોઇદી કોઇપર કમ અકલની પાડી હાંક,
કરવત કટારી=કને કકલાટની રાખી ઠોકમ ઠાક,
કપાલપર કરીયું કંકુતલક પન બુધીને નહી કીધી પાક,
ક્રશન કાનજી=માટે કરી ક્રોપા તારશે કોઇતે કદાક,
કંટાલો નહી કરતા કહું છું કરો ભગતી નર એક કલાક,
કરી કરીને=કપટ કુંડ કરંમ કીધાં થઇ મનમુશતાક. ૨

કચ કચ કરવી નહી નકાંમી કડવા વેંણ નહી કેહેવા ટચાક,
કડક કખુધી=કને રાખવી ન કરવી કોઇની મજાક,

કંમનશીબ હીન કરંમ અકરંમી કરે કાજ નહી કોઇનું છટાક,
કહે કલકલી=કડપ કરી કેહેવા અમે છઇએ અબરાક,
કનંટક કહીયુ ન કોઇનુ માને કદી પશતાએ જોઇ કાલની ડાંક,
કરી કરીને=કપટ કુંડ કરંમ કીધાં થઈ મન મુશતાક. ૩

કંથ કમલના કેશવ કીશોરી કરે કુંજગલીમા લીલા અથાક,
કશન કૃપાલુ=કાજ શીધ કરણ કાન રંકોના રાંક,
કંકરને શંકર શમજી કર શેવા કવી કાંઈ ખા ઓરાક,
કહે કવી દારાં=કથન કથ કડણ કલંમ લે નહીતો ચાક,
કકાનો શત તઅંગ કહી મનીરાંમ કલગીના કાપે કાન નાક,
કરી કરીને=કપટ કુંડ કરંમ કીધા થઇ મન મુશતાક. ૪

—o—

ગુજરાતી—નશીયત કલગીની તરપર તરનો ખેયાલ.

( રંગત લંગડી. )

તરકતુ કર શંતાપ પાપ નર જપતુ જાપ મુગતી ખાતર,
તરશુખ શાગર=મનથી હરીહરને ન ભુલ કોઇદી ચાતર,
તરપત મનકર નેકી કરી તનકશી એડ ખાશુ એતર,
તરત તવંગર=મનીશ ભજ હરી કરી બંદ બેઉ નેતર,
તરશ તું તેના નાંમથી જો તું ચાહે તારા હકમા બેહેતર,
તર બે તરકર=જીવને છલથી કોઇને નહીં છેતર,
તરતા જોઈ કોઇ જનને કપટ કરી કાલજુ તેનુ નહો કાતર,
તર શુખ શાગર=મનથી હરી હરને ન ભુલ કોઇદી ચાતર. ૧

તરછોડી કોઇને ન નાખ વલી રાખ નહીં કોઇથી અંતર,
તરશ તું ખાનર=હરેકનો કોઇપર ન કર જાદુ જંતર,
તરવર કીનારે જઇને શમાધી લે ભુલી તનના તંતર,
તરભાણુભર=જલોથી ફુંક ફાએદાના મંતર,
તરણ તારણ ત્રીભોવન છે ભજ તેને નર શુપાતર,
તરસુખ શાગર=મનથી હરીહરને ન ભુલ કોઇદી ચાતર. ૨

તરંગ ઉઠે ચીત ભંગ થાએ નહીં પીતુ વચન માને પુતર,
તરકી તીતર=કાગ થઈ હંનશ પીએ જઈ ગઉ મુતર,

તરવાડાનુ કાંમ ભુલી વણવા લાગા કાપડ સુતર,
તરવાર કાયર=લઇને લડે જાએ દખન ઉતર,
તરફદારી લુચાની કરે શઉ નારી તજી જાએ પીઉ પાતર,
તરશુખ શાગર=મનથી હરીહરને ન ભુલ કોઇદી ચાતર. ૩

તરકારી ખાવાવારા શું જાણે તે ખાઈ કશતર,
તરફડી નહી મર=જોઇને તેજ દાદાભાઇનુ નશતર,
તરબુચ મીઠાઈ ભડવા ખાએ નહી શંતોના તનપર વશતર,
તર અરદેશર=ગાએ છંદ મારે દુશમનોને શશતર,
તરજુમો મનીગંમનો શમજો ફરક ન તેમાં પઈ માતર,
તરશુખ શાગર=મનથી હરીહરને ન ભુલ કોઇદી ચાતર. ૪

———o———

## ગુજરાતી—અંતને વીશે નશીયત.

## ( રંગત લંગડી. )

મારૂ મારૂ કહી માયામા અંતે પીયારા મરી જશે,
મેહેલ માલ શઉ=બધુ તે દાડથી રદ તું કરી જશે,
આવશે નહી કંઈ શાથે તારે જશે લઈ તું ખાલી હાત,
ખશી જશે શઉ= અંતમા આવશે નહી કાંઈ તારી શાત,
માટે કર બંદગી ખુદાની ભુલતો નહી તેને દન રાત,
તેજ તારશે=અંતમા આવશે તે તારી શંગાત,
ચાહે જેવો બલવાન હશે પણ જોઈ કાલને ડરી જશે.
મેહેલ માલ શઉ=બધુ તે દાડથી રદ તું કરી જશે, ૧

શગાવાલા કુટંબ કબીલા શઉ શગા જીવતાના ઇયાર,
મુવાનો શાથી=કોઈ નહી માટે ભજન કર તું દીલદાર,
કર તુ શખાવત શખી થઇને અંતકાલનો કરી વીચાર,
ઇહાં તુ કરશે=શખાવત વાંહા શાહે થાશે કીરતાર,
એક પલ નહી જીવવાનો જીયારે ઘડો આઇયુશનો ભરી જશે,
મેહેલમાલ શઉ=બધુ તે દાડથી રદ તુ કરી જશે. ૨

માયાછે આ રૂપ મોહેની ઓટો ડોલ દીવાનીનો,
શત્યે માનજે=ન ભુલતો જોઈ તોર જવાનીનો,

પેહેલેથી તું શંગ કરજે પીયારા કોઇએક ગીઆનીનો,
તુને તે રશતો=અંતમા બતાવશે હકાનીનો,
થશે અંતમા બુરા હાલ જો તેનાથી તુ ફરી જશે,
મેહેલમાલ શઉ=બધુ તે દાડથી રદ તુ કરી જશે. ૩

કર તુ કાંમ નેકીના નહી જર જોઈ જાતો લલચાઈ,
અંત શમામા=થશે તુ બેસ્તનશીન વાહાલા ભાઈ,
લેછે નાંમ શાહેબનુ દારાં રાખે શઉથી નમતાઈ,
તારીફ તેનાં=કરેછે મનીરાંમ હરદમ ગાઈ,
ઉશતાદોની મેહેરથી અરદેશર ભવશાગર તરી જશે,
મેહેલમાલ શઉ=બધુ તે દાડથી રદ તુ કરી જશે. ૪

———o———

## ગુજરાતી.—ખુદાની શીફત તથા આજીજી.

## (રંગત લંગડી.)

માયા મેલી મનને મારો નેક નાંમ આબાદ કીધુ,
લઈ ફકીરી=શરવે ધન માલ હુંએ બરબાદ કીધુ,
લાખો મુશીબતમા અમે માલક મારી ઇયાદ બશ તુ કરજે.
તારે હાતે=મને ચાહે બરબાદ બશ તુ કરજે,
ધુનેગાર હુ બંદાની પુરી મુરાદ બશ તુ કરજે,
નજર રેહેમની=રાખી દીલ મારૂ શાદબશ તુ કરજે,
લાખો આફત શહીશહીને આ તનને પોલાદ કીધુ,
લઈ ફકીરી=શરવે ધનમાલ હુએ બરબાદ કીધુ. ૧

કોનામા એટલી તાકત જે કોઇ પોંચે તુજ પીયારાં વેર,
ફરશતાબી=નહીં દંમ મારી શગતા તારા વેર,
કાંહાછે મગદુર કોઇમા જે જાએ તારા ઇશારા વેર,
તાબ ન કોઇમાં=રહી બશ જાએ શું તારા દુવારા વેર,
નામપર તારા શદકે થઇને દીલને મે આજાદ કીધું,
લઇ ફકીરો=શરવે ધનમાલ હુંએ બરબાદ કીધું. ૨

પુરાન અઢારે છ શાશતર વલી ચારો વેદ ભરેલો તું,
ગુપત ચીજછે=જે જાંહામા તેનો ભેદ ભરેલો તું,

નીયારો શઉથી શઉમા જાહેર નઉવે નીવેદ ભરેલો તું,
તારી એદતો=જાણે નહીં કોઇ ફુલ એદ ભરેલો તું,
લાખો મુશીબત પડી આ તનપર તોબી ન દીલ નાશાદકીધું,
લઇ ફકીરો=શરવે ધનમાલ હુંએ બરબાદ કીધુ. ૩

અએ જરીફ તારા તુફૈલથી લાખોના દીલ મનાવીને,
ખુશી મેં શઉને=કીધા એક નીયારો ખેયાલ બનાવીને,
દારાં કહે મે મનીગંમને એકતો કીધો શીખાવીને,
ફરાંમજી કહે=ખુદા શઉના દીલ રાખે રીઝાવીને,
દારાંએ રબ શાહેબનું એક નાંમ મનથી બશ ઇયાદ કીધું,
લઈ ફકીરી=શરવે ધનમાલ હુંએ બરબાદ કીધુ. ૪

—o—

ગુજરાતી—બુલ બુલનો ખેયાલ.

## ( રંગત લંગડો. )

આવી ફશીછું બશમા તારા મુકીદે મને તું શઇયાદ,
મારા દીલની=વગર તારે કહું કોને ફરીયાદ,
કરી વીનતી કહે બુલ બુલ શઇયાદ શાંભલ તું પીયારા,
આ જંગલમા=મારા નાના બચાં શરવે શારાં,
તુ જો કરેછે કેદ મને બશ હાત આવશે શું તારા,
હાએ મારશે=ને રડશે એ શરવે બચા મારા,
માટે કર કાંઇ બોફ ખુદાનો નથા ભાઇ એટલો બેદાદ,
મારા દીલની=વગર તારે કહુ કોને ફરીયાદ. ૧

બીજો દાડો થયો જીઆરે તીઆરે એમ બોલી બુલ બુલ,
વેચી નાખ તું=અમુને અગર તુને કોઇ આપે મુલ,
જુદાઇમા તે અમારી બચા શુખાઇ ગયા હશે બીલકુલ,
મારી નાખ તું=અમુને દીલો જાનથી છઇએ કબુલ,
નર માદાને કહેછે શાંભલ એતો હવે કરશે બરબાદ,
મારા દીલની=વગર તારે કહુ કોને ફરીયાદ. ૨

તમાંમ દાહાડો વીતી ગયો પછી રાતે માદા એમ બોલી,
વગર તેના=આપણો બીજો નથી કોઇ વાલી,

શું કરવા અપશોશ કરેછે રાત દાહાડો અમથો ખાલી,
તે માલકછે=શરવેનો પલમા દુખ દેશે ટાલી,
એટલામા એક શખશ આવીને તે બનેની લીધી દાદ,
મારા દીલની=વગર તારે કહું કોને ફરીયાદ. ૩

છુટા કેદથી જેવા બુલ બુલ તેવા તાંહાથી ઉડીયા જાએ,
તેને જોઇને=કરે શઇયાદ પોતાના દીલમા હાએ.
મેહેર જો હોએ જેનાપર તેની તેનુ શું કોઇથી કંઈ થાએ,
કહેછે દારાં=મારનારાની મેહેનત નોશફલ જાએ,
જરીફ કહેછે બશ કર દારાં પુરી થઇછે તારી મુરાદ,
મારા દીલની=વગર તારે કહુ કોને ફરીયાદ. ૪

——o——

ગુજરાતી—ઇયારની જુદાઇ વીશે.

## ( રંગત લંગડી. )

દાહાડો વઈ ગયો ઇયાદમા તારી રાત રહી ગઇછે બાકી,
દાભી બાજુમા=ઉભો રહી ગલાશ આપેછે શાકી,
ભાઈબંદ શઉ કુટંમ કબીલા તજી દીધા તારે ખાતર,
ઇયારના ગમમા=બાવરી થઈ ફરૂ જેવી કાતર,
મન તન મારૂ ખાક કીધુ મે તારે શારૂ મારા ચાતર,
નીત તરશુ છુ=એકલી મેલી ગયા પીઉ પાતર,
રાત જાએછે એક વરશની જોતુ નથી કોઈ ઝાંકી,
દાભી બાજુમા=ઉભો રહી ગલાશ આપેછે શાકી. ૧

મનથી માયા લગાડી પીઉજી મુકી ગયા મુજને જાની,
નેહે દુખડાની=હવે હું કોને જઇને કહુ કાહાની,
દીલમા એવી શું વાત આવી જેથી એ નજર પાછી તાની,
લોકોના કેહેવા=થી ઓછી થઈ તમારો મેહેરબાંની,
જાની જોઈ જોબન ઉપર કાંહાંવેર મુકુ પડદો ઢાંકી,
દાભી બાજુમા=ઉભો રહી ગલાશ આપેછે શાકી. ૨

નહી હું જાણતી હતી જાની થઈ થશો તમે પાછલ મેહેમાન,
થીર કરી મનને=જુદા થઈ વશાવીયુ જંગલ વેરાન,

ચાહો ફરી ભુલી વાત આગલી થાવો મારાપર મેહેરબાન,
હોથી વજ્ઞગો=ગલેને પુરો કરો દીલનો અરમાન
છેલ છબીલા લુટો જોબન વીનતી કરી કરી હું થાકી,
દાભી બાજુમા=ઉભો રહી ગલાશ આપેછે શાકી. ૩

શાગ ભાયગછે મારા મને મલી ગયો જરીક ઉશતાદ,
પુરા કીધો મે=ખેયાલને પુરી શઉ થઈ મારી મુરાદ,
રેતન શરખા કઈ નરો વહી ગયા રહ્યા નહી કોઈ આબાદ,
જીઓ જાગુ=તાહાંવેર માલક મારી લેજે દાદ,
શારવે ભાઇને કેહેછે દારાં એક અદના હું છઊં બાકી,
દાભી બાજુમા=ઉભો રહી ગલાશ આપેછે શાકી. ૪



ગુજરાતી—સવાલનો જવાબ, માશુકની જુદાઇ.

## (રંગત લંગડી.)

માયા લાગી જ્યારથી તારી તીયારથી હું થયો લાચાર,
તોપણ પીયારી=મને નથી મલતી તુ આવી એક વાર,
શરવે ચીજને તીયાગ કીધી મે તજી દીધા ભાઈ દોશદાર,
કુટંમ કબીલા=ને મેલ્યા લુટાવી દીધુ ઘરને બાર,
ઈશ્કમા આવ્યો અંધાપો મને શુજે નહી શકલ શનશાર,
રાતને દાહાડો=પીયારી હું કરીયા કરશુ તારો વીચાર,
તરશ લાગે તો પીઉ લોહી ભુખ લાગેતો ખાઉ ગમની માર,
તોપણ પીયારી=મને નથી મલતી તુ આવી એક વાર. ૧

નહી રેહેશે તારૂ રૂપ શદા નહી રેહેવાનો જુવાનીનો બાહાર,
માટે મલવુ=આવીને મને છોડ કરવો અહેંકાર,
આજ બપોરે તો કહે શાંજે આજ શાંજે તો કહે શવાર,
ખોટા વાઈદા=કરીયા તું કરે ફરે જોવા નીત ઇયાર,
તારા શારૂ કીધા શઉને આકારા તજી દીધાં કુટંમ પરીવાર,
તોપણ પીયારી=મને નથી મલતી તું આવી એકવાર. ૨

ઘણો જુદાઇના જોશાનો બોજો નથી ઊચકાતો ભાર,
માટે તું મનમા=આવીને દયા માથાનો ભાર ઉતાર,
પ્રીતનું પાંણી પા તું પ્રેમથી હરખથી કર હયાનો હાર,
જીવું જાં શુધી=તાં શુધી ભુલુ નહી તારો આભાર,
દોશ હતા તે વેરી થયા તારે શારૂ ખાઉ લોકોની ગાર,
તોપણ પીયારી=મને નથી મલતી તું આવી એકવાર. ૩

મોહુની રૂપ તારામા જોઇ લાખો થયા તારા તાબેદાર,
ઇશ્કમા તારા=અંતે એક નજર પડી શુલીની ધાર,
મોત ઇયારનું તારે હાત જોઇએતો મારે ચાહેતો જીવાર,
દાદાભાઈ કહે=તજો એવી માયા ભજો ભગવત કીરતાર,
મનીગ્રાંમ બશ રાતને દાડો ઇયાદ કરેછે તારો પીયાર,
તોપણ પીયારી=મને નથી મલતી તું આવી એકવાર. ૪

———o———

ગુજરાતી—નશીયત તથા શંનદદાર.

## ( રંગત લંગડી. )

નર દેહીનો નહીં ભરોશો માટે તું તજ એહંકારીજી,
વઇ જાએ વાએદા=તોબી અંતની ન વાત વીચારીજી,
રોજ રોજ તે રલી રલીને કમાવી દોલત શારીજી,
જીવના ફાએદા=ને માટે કરી તે મેહેનત ભારીજી,
જીભીયાં મુખમા એક કહું શું વાત અકલની તારીજી,
વાડીની શોભા=જોઈ બશ મોહી પડીયા નર નારીજી,
જીંદગાંનીનો નહીં ભરોશો માટે ભજ ગીરધારીજી,
વઇ જાએ વાએદા=તોબી અંતની ન વાત વીચારીજી. ૧

નહી કર કોઇની બદી નેકી તું કરે જાએ લાચારીજી,
શાબાજ તું ભાઈ=શું કહું વાત તુંને વીશતારીજી,
વાર ઘડીએ ભજો હરીને પાપની મતી વીશારીજી,
નક ફુંદનો=છોડી રશતો જો શરગની કીયારીજી,
જીતે જીવત જા વંઇકુંઠમા પાંચો ઇંદ્રી મારીજી,
વઇ જાએ વાએદા=તોબી અંતની ન વાત વીચારીજી. ૨

કાકા માંમા બાપ માં બેન ન થાએ પરણી નારીજી,
વડા જાએ અધવચે=કદી તે હોએ પ્રાંનથી પીયારીજી,
જીવતાના શઉ શગાં મુવેલાની થાએ બંદ બારીજી,
જશે એકલો=કોઈ નહી શાથે આવશે તારીજી,
માર જંમની પડશે આંબર નર શઉ ભજો મુરારીજી,
  વઈ જાએ વાએદા=તોબી અંતની ન વાત વીચારીજી. ૩

દાહાડો રાત તે રંગ રંગમા તારી ઉમર ગુજારીજી,
રેમત કુંડ કરમ=કરીયાં તે કીધુ ન ટેવ શુધારીજી,
ગાવો ગુણ ભગવતના મુખથી નીરમલ શબ્દ ઉચારીજી,
એવી તુ મનની=હમેશાં કરજે શાફ કટારીજી,
છેવે બાકી પશતાયા લોકોને માલ ખવારીજી,
  વઈ જાએ વાએદા=તોબી અંતની ન વાત વીચારીજી. ૪

છંદ ગાવો એવા દંગલમા જોઉ આજ હુશીયારીજી,
દયાલુ દારાં=એ ગાઈ રાગ રાગનો નાયારીજી,
તુરાના છંદ ગાએ નવરોજી જીવાજી જાએ વારીજી,
રામને તું નંમ=તો પલમા તુને લીએ ઉગારીજી,
નામ હરીનું ભુલે નહી મનીરાંમને છે યાદગારીજી,
  વઈ જાએ વાએદા=તોબી અંતની ન વાત વીચારીજી. ૫

——o——

## હીંદુસ્તાંની—બારોનાઈટ સર ખરશેદજી બાટલીવાલાનો ખેયાલ.

## ( રંગત લંગડી. )

હાએ કેશા હુવા ગંમ સર ખરશેદજી થે ગુની ગુનવાન,
એકાએકી=કજા લે ગઈ શુનો શબ ઉનકા બયાન,
શન અઠરાશે અગીયારા તારીખ નવમી ઓર અકટોબર,
રોજ તીશરા=માહા પેલે દીન જનમે ખરશેદ ચાતર,
પચીશ હજાર રૂપએ નીકાલે ધરંમ ખાતે ઊનકે નાંમપર,
કુલ જરતોસ્તી=ખુશી હુવેથે ઘર ઘર નારી નર.

## શેર.

બરનન કહા નહી જાતા બરશ દો કંમ પચાશકીભઈ ઉમર,
જદ ઉનકે પીતા જમશેદજી ગએ હુએ વોતો ગુજર,
અઠરાશે એકુનશાઠમે મીલા બારોનાઇટકા દફતર,
ફીર સર ખરશેદજી કેહેલાએ વો જાંહાકે અંદર.

બારોનાઇટ સર ખરશેદજીકી થી ખુશી શખાવત જગ દરમીયાન,
એકાએકી=કજા લે ગઈ શુનો પેલેશે બયાંન. ૧

અઠરાશે ચોવશટમે કોલેજ દખ્ખનમે કરી ખડી તયાર,
ખરશેદજીને=જદ એક લાખ રૂપીએ દીએ ફનમેડાર,
ઔર ઇશપીતાલ બડાનેકે લીએ રૂપએ દીએ તે પચાશ હજાર,
અદના આલે=હરએક જનકે થે ઓ મદતગાર.

## શેર.

ઇયા ગરીબ ઇયા કોઈ તવંગર કાંમકો કને જાએજી,
તો પેલે બાતે ઉનકી શુન ફીર અપની શલા બતાએજી,
ચાહેતો કોઈ હો ગરીબ પન ભાવશે ખીડલાએજી,
અપને ગીરોકા ગુપત ધંનદે નેકીકા જશ પાએજી.

અપને પીતાકા નાંમ બહડાકે જગમે કમા ગએ ઇજત માન.
એકાએકી=કજા લે ગઈ શુનો શબ ઉનકા બયાન. ૨

અઠરાશે બાંહાનેરમે આમીરો કે શંગ ગએથે શેહેલાની,
ઓહી શાલમે=મુશાફરી કર આએ પીછે ગીયાની,
ઉશી વખ્ત ઉનકી ગાડીકુ પોચીથી કુછ નુકશાંની,
ખરશેદજી કે=મરે તક ગઇ ન વો દેહેશત જાની.

## શેર.

અશેશંગ રોજ દેહે મહીના થી અખાડ શુદ એકમ,
ને વાર બુધકે દીન પુનેમે ગુજરે શર કીયા દુર કદંમ,
ઊમર પાંશટ બરશ નવ માહા ચઉદા દીનકી જાને હંમ,
આપતો હો ગએ અલગ ઔર શબકો દે ગએ રંજો ગંમ.

ખરે દુપેરકે ગીઆરા બજે શર ખરશેદજીને છોડા પ્રાંન,
એકાએકી=કજા લે ગઈ શુનો શબ ઉનકા બયાન. ૩

જીશ વખ્ત ગુજરે ઉશ વખ્ત મુલકો મુલકોમે પૌચે તાર,
શુનકે બાતકો=શબ જરતોશતી કરે હમેં ગમકા પુકાર,
જાંહા દેખો વાંહા શીવા આહાજારીકે ન કરતા કોઈ ગુફતાર,
નર નારીકે=આંખશે આંશુ ગીરે ઝારોબેઝાર.

### શેર.

ધરાની પારશી મીલકે શબ કોઈ માહાતમ કરને લગે,
ઈંગરેજ ઇઆઉથી મેમન ઓરે શબ ગમ કરને લગે,
અનેક કોમકે હીંદુ મીન શબ ચશ્મ નમ કરને લગે,
પલભર ન ભુલે દીલશે ઇયાદી દમપદમ કરને લગે,

આખીર બંદર ગીરની બંદ ભઈ બેપારીયોને કી બંદ દુકાન,
એકાએકી=કજા લે ગઈ શુનો પેલશે બયાન. ૪

કજાકે આગે કોઈ બચે નહી બાબો પીર પએમબર ગએ,
અમર ન કોઈ=જાંહામે બાબો ઈનશાં ગુજર ગએ,
બફએજ બંદા જરીફ કહે જો નેકી જાંહામે કર કર ગએ,
નેક નીમાજકા=પહડ ગએ ઓ જીનતકે અંદર ગએ.

### શેર.

મીર દારાં કહેને બંદે નેકીકા કુછ કાંમ કર,
લાયા કેયા લે જાએગા કેયા કુછ તું જાંહામે નાંમ કર,
બેહુકા બેહુકા કેઊ ફીરે એક જાએ કંઈ આરામ કર,
ખીશર નહી ઉશ રબકો ઈયાદ ઉશકી તુ શુબો શીયામ કર.

મનીગંમજી બેપાલ બનાતે મત જીનકી બીલકુલ નાદાન,
એકાએકી=કજા લે ગઈ શુનો શબ ઉનકા બયાન. ૫

——o——

## હીંદુસ્તાની—માતાનુ વરણન.

### ( રંગત લંગડી. )

મરો બાપ ઓર ભાઈ ઈશ્વરી મરો ન કીનકી માતાજી,
માતા બીગરકા=જગતમે જુડા શબીશે નાતાજી,

